## આ પુસ્તકો મળવાનાં ઠેકાણાં.

૧. વ્યવસ્થાપક—'નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ પુસ્તક ભંડાર', નં. ૩૦, હનુમાન બિલ્ડિંગ, હોમજી સ્ટ્રીટ, સર્કલ, કોટ, મુંબઈ.

૨. વ્યવસ્થાપક—'નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ કાર્યાલય', લાલજી પુનશી ચાલ, ઘાટકોપર, જી. આઇ. પી. રેલ્વે; ( મુંબઇ. )

૩. કોઇ પણ ગામ અથવા શહેરના **જાણીતા** પુસ્તક વેચનારને ત્યાંથી.

૪. મહાસભા ( કોંગ્રેસ ) ની કોઇ પણ **જાણીતી** ગ્રામ્ય, તાલુકા કે જીલ્લા સમિતિમાંથી.

૫. રાષ્ટ્રીય સાહિત્ય કે ખાદીનો પ્રચાર કરતી કોઇ પણ સંસ્થામાંથી.

૬. રાષ્ટ્રીય શાળા, અથવા મહાશાળાના શિક્ષકો પાસેથી.

નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ કાર્યાલય ગ્રંથાવલિ

ક્રમાંક ૬

# ગાંધી-શિક્ષણ

( મહાત્માજીના જ શબ્દોમાં )

## ભાગ ૬

---

# સંપત્તિશાસ્ત્ર

---

પ્રકાશક

નગીનદાસ અમુલખરાય

૩૦. હનુમાન બિલ્ડિંગ, હોમજી સ્ટ્રીટ,

સર્કલ, કોટ, મુંબઈ.

૧૯૨૩

કિંમત ૭ આના

જગત્ કાંઇ બુદ્ધિથી ચાલતું નથી. હૃદયથી ચાલે છે. આ જગતમાં બુદ્ધિ રાજ્ય નહિ કરે પણ આત્મા રાજ્ય કરશે. આત્મા રાજ્ય કરશે એટલે સદાચાર રાજ્ય કરશે. અત્યારે સદાચાર નથી એમ હું નથી કહેવા માગતો, પણ અહિં હું સદાચાર ખાસ અર્થમાં વાપરૂં છું. સદાચાર એટલે ધર્માચાર.

× × ×

હિન્દુસ્થાનની હાજતો પૂરી ન પડે ત્યાં સુધી અનાજ અને રૂ બહાર ન જ જવાં જોઇએ. તેને બદલે આપણું ઘણું અનાજ મોકલવામાં આવેછે. રૂ વિષે તો આપણો ગુન્હો કેટલો મોટો થયો છે તેની હજુ હવે પછી વધારે ખબર પડશે.

પ્રિન્ટરઃ એમ્. એન. કુળકર્ણી, કર્નાટક પ્રેસ, ઠાકુરદ્વાર, મુંબઈ.

મારાં સ્વ. ફઇબાશ્રી

જીવકોર બાઇને

ચરણે

# નિવેદન.

બત્રિશ કરોડ 'દેવ' અથવા તેજસ્વી મનુષ્યોથી વસાયેલો ભારત, ભલે તેટલો મહાન્ હોવા છતાં, કાંઈ કાળચક્રની મર્યાદા બહાર ન હોઈ શકે. નિરંતર ગોળાકારે ફરતા કાળચક્રના ઉપલા ભાગમાં જ્યારે હિન્દુસ્થાન હતું–અર્થાત્ આકાશ તરફ તેની ગતિ હતી–એટલે કે 'દેવતાઈ ભાવનાઓ' તરફ હિન્દીઓ નિરંતર ગતિશીલ હતા, તે વખતે ખરેખર તેઓ 'દેવ' હતા; પરંતુ જ્યારે કાળચક્રના નીચલા ભાગમાં તેઓ ગતિ કરવા લાગ્યા અર્થાત્ પૃથ્વી તરફ–જડતા તરફ–એમની ગતિ થતી ગઈ ત્યારે સ્વભાવતઃ એમની દિવ્યતા દૂર થઈ, ચેતનશક્તિ સૂઈ ગઈ અને દેહ પણ કીટવત્ બની ગયો.

પૃથ્વી તત્ત્વ તરફ ખેંચાવું, જડવાદ તરફ આકર્ષણ થવું, અધર્મમાં જઈ પડવું એ બધું એક જ છે. એ સ્થિતિમાં મનુષ્યનો આત્મા સૂતેલો હોય છે તેથી ભીરુતા એ તેનું મુખ્ય લક્ષણ બને છે. ભીરુતાને લીધે એની બુદ્ધિમાંથી નિર્મળતા, તીવ્રતા અને વિશાળતા અદૃશ્ય થાય છે અને બુદ્ધિની એ સ્થિતિને લીધે ઇંદ્રિયો આપખુદ બની દેહરાજ્યમાં અંધાધુંધી ઉત્પન્ન કરી શરીરને નિર્માલ્ય બનાવી દે છે.

હિન્દુસ્થાનની એ દશા ચાલી રહી હતી–ચાલી રહી છે. વ્યક્તિઓના દેહરાજ્યમાં અંધાધુંધી ચાલવાને પરિણામે સમાજવ્યવસ્થા તેમ જ રાજ્યવ્યવસ્થા અસ્તવ્યસ્ત થાય એમાં આશ્ચર્ય શું ? રાજકીય પરતંત્રતા એ તો માત્ર વ્યક્તિઓની અંધાધુંધીનું સ્વાભાવિક પરિણામ છે.

બુદ્ધિમાંથી નિર્મળતા, તીવ્રતા અને વિશાળતાના ગુણો અદૃશ્ય થયેલા હોવાને લીધે આજસુધી હિન્દીઓ હિન્દી રાજકીય પરતંત્રતાને કોઈ બહારથી આવી પડેલી ચીજ માનતા હતા અને એ અજાણી–નહિ સમજાતી–કાલ્પનિક ચીજ સાથે માથાં અફાળતા હતા.

તેઓ ઘડીમાં એ પરતંત્રતાના ભૂતને એમનો પીછો છોડવા આજીજી કરતા, ઘડીમાં ગુસ્સે થઈ તેના ઉપર માથું અફાળતા કે મુક્કા મારતા. 'આજીજી' તેમ જ 'ગુસ્સો' એ બંને અશક્તિનાં સંતાન છે એ એમને નિર્મળ, વિકસિત તીવ્ર બુદ્ધિના અભાવે સૂઝયું નહિ. પરિણામે આજીજી અને ગુસ્સા દ્વારા તેઓ પોતાને વધારે ને વધારે અશક્ત બનાવતા ગયા.

અંધકારમાં થઇને જ પ્રકાશમાં અવાય છે. નિષ્ફળતા જ સફળતાની સીમાએ પહોંચાડે છે.

હિંદી પરતંત્રતા જ્યારે હિંદીઓને અસહ્ય થઇ પડી અને એને હઠાવવાના ઇલાજ ( આજીજી તેમ જ ગુસ્સો ) તદ્દન નિષ્ફળ નિવડ્યાં, ત્યારે એક વ્યક્તિએ એ ઇલાજોથી હાથ ધોયા. એણે તપ આદર્યું. તપથી બુદ્ધિને નિર્મળ કર્યા બાદ એ બુદ્ધિ વડે મનન કર્યું. એવા મનનને પરિણામે એણે 'જોયું' કે રાજકીય પરતંત્રતા એ તો માત્ર વ્યક્તિઓની અંધાધુંધીવાળી સ્થિતિનો 'પડછાયો' હતો. એને સમજાયું કે 'પદાર્થ' ખસે નહિ ત્યાંસુધી 'પડછાયો' હરગીઝ ખસી શકે નહિ. એણે શોધ્યું કે જડતા રૂપ 'પદાર્થ' ખસેડીને જ હિંદીઓમાં આત્મા—ચૈતન્ય—શક્તિ—ખુમારી જાગ્રત કરવાથી સામાજિક અંધાધુંધી તેમ જ રાજકીય પરતંત્રતા રૂપ પડછાયા આપોઆપ અદૃશ્ય થશે.

પરંતુ આત્માને જગાડવાને આત્મા જ જોઇએ. બુદ્ધિ કાંઇ આત્માને જગાડવાની યોગ્યતા ધરાવતી નથી. જાગેલો આત્મા જ સૂતેલા આત્માને જગાડી શકે. બધો આધાર એક 'જાગેલા આત્મા' પર જ હતો.

એક દીવામાંથી હજારો બત્તી પ્રકટાવી શકાય છે. એક આત્મા કરોડો આત્માને પ્રદીપ્ત કરી શકે. તે તપસ્વીએ પોતાની શુદ્ધબુદ્ધિને હજુ આગળ ને આગળ દોડાવી, અને તે બુદ્ધિએ જોયું કે જે 'એક'ને ઢૂંઢવો છે તે કાંઇ બહાર ઢૂંઢી શકાશે નહિ; પોતાનામાં જ તેને ઢૂંઢવો, પોતાનું જ શુદ્ધ સ્વરૂપ પ્રકટાવવું, પોતાનામાં સુષુપ્તિ હાલતમાં રહેલી અસાધારણ શક્તિને પ્રકટ કરવી.

એ છૂપી શોધ બુદ્ધિને પ્રાપ્ત થતાં જ તે તપસ્વીએ સંપૂર્ણ મૌન સાથે આત્મવિકાસનું તપ આદર્યું. ધ્યેય નક્કી કરી, એના ઉપર દૃષ્ટિ સ્થિર કરી, એ 'ભાવના'માં જ પોતાના 'ભાન'ને ઓતપ્રોત કરી એણે યોગ સાધ્યો.

અને યોગને કયી ચીજ અસાધ્ય છે ?

તેણે પોતાનામાં દિવ્ય શક્તિ પ્રકટાવી, અને પછી એ વડે હિંદી આત્માઓને પ્રદીપ્ત કરવાનો મહાયજ્ઞ આરંભ્યો.

એ યોગીને આજે આખી દુનિયા 'મહાત્મા ગાંધી'ને નામે પીછાને છે.

ધર્મગ્લાનિના સમયમાં પરમ પુરુષો ઉત્પન્ન કરવાની અવિચલ કીર્તિ ભારતભૂમિએ સંપાદન કરેલી છે. ભારતભૂમિના આ ધર્મગ્લાનિના સમયે ભારતે મહાત્માજીને ઉત્પન્ન કરીને પોતાની પ્રાચીન કીર્તિ કાયમ કરી છે.

એમનામાં નિર્મળ બુદ્ધિ હોવાને લીધે કોઇ પણ ઘટનાનું આંતરસ્વરૂપ તેઓ સહેલાઇથી અને સ્વભાવતઃ જોઇ શકે છે. એમની ચિકિત્સા સ્વાભાવિક, તીવ્ર અને તલસ્પર્શી હોઇ ઘટનાનું મૂળતત્ત્વ તેઓને દેખાઇ જાય છે, અને મૂળતત્ત્વ પર જ એમની શક્તિ કામ કરવા લાગી પડે છે.

એમણે વ્યક્તિ તેમ જ સમાજ બંને તરફ ધ્યાન આપ્યું છે. વ્યક્તિના આત્માને જગાડવા, તેની બુદ્ધિને નિર્મળ કરવા, તેનાં શરીરને નીરોગી અને વિકસિત બનાવવા એમણે ઇલાજો શોધ્યા છે અને બતાવ્યા છે; અને સમાજને સંઘટિત કરવા સંઘબળ પ્રકટાવવા, સંઘબળને આડું અવળું ન વિખેરી નાખતાં શુદ્ધ બુદ્ધિથી નક્કી કરેલા એક ધ્યેય તરફ જ વહેવડાવવા એમણે યોજનાઓ યોજી છે.

એમણે વ્યક્તિમાં ચૈતન્ય પ્રકટાવ્યું છે, અને વ્યક્તિને ખેલવાનું યુદ્ધક્ષેત્ર પણ તૈયાર કરી આપ્યું છે, તેમ જ યુદ્ધશાસ્ત્ર પણ તે સાથે જ રચી આપ્યું છે, અર્થાત્ વ્યક્તિગત જીવન અને સામાજિક જીવનના કાનુન પણ ઘડી આપ્યા છે.

એમણે મનુષ્યના સર્વ વ્યવહારના ભોમિયા તરીકે, ધર્મગુરુ તરીકે, રાજદ્વારી નેતા તરીકે, સમાજસુધારક અને સમાજવ્યવસ્થાપક તરીકે, શિક્ષણસુધારક અને શિક્ષણપ્રચારક તરીકે, વૈદ્ય અને તાલીમશાસ્ત્રી તરીકે, વ્યાપાર અને હુન્નરના દિશાસૂચક તરીકે, સાહિત્યશાસ્ત્રી તરીકે, રાજા તરીકે તેમ જ પ્રજા તરીકે, શિક્ષક તરીકે તેમ જ વિદ્યાર્થી તરીકે, ઉન્નતમાં ઉન્નત તેમ જ નમ્રમાં નમ્ર મનુષ્ય તરીકે, જીવન જીવી બતાવ્યું છે અને જીવનશાસ્ત્ર પણ રચી આપ્યું છે.

વળી સત્યાગ્રહનું અજીત શસ્ત્ર ભારતપુત્રોને આપી, તેઓમાં પોતાની ગૂમાવેલી સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત કરવાની મહત્ત્વાકાંક્ષા પણ જાગ્રત કરી આપી છે.

એવે સમયે અવળી બુદ્ધિને સવળી કરી ભૂલ્યાને ખરે માર્ગે દોરી જતા એ મહાન્ પુરુષે પોતે પ્રતિપાદન કરેલા–દાખલા દલીલ સાથેના–સર્વવ્યાપક સિદ્ધાંતો તેમની પોતાની જ વાણીમાં, પ્રસંગ તથા પુનરુક્તિનો દોષ ન આવે એ ધ્યાનમાં રાખી, યોગ્યક્રમમાં વિષયવાર શાસ્ત્રીય ઢબે સપ્રમાણ ગોઠવી સર્વોપયોગી શ્રેષ્ઠ વાંચન સમાજને પૂરું પાડવાનો આ અમારો નમ્ર પ્રયાસ છે. ‘ ગાંધી=શિક્ષણ ’ નામ આપી આ સઘળા વાંચનનો તેર ભાગમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

પશુબળ અને બુદ્ધિબળ પર વિજય મેળવી શકે એવું એકનું એક બળ જે આત્મબળ છે તેને પ્રકટાવનાર ‘ સત્યાગ્રહ ’ હોઈ સૌથી પહેલો એ વિષય લેવામાં આવ્યો છે. સર્વ ધર્મોને માન્ય, સર્વ ધર્મોના મધ્યબિંદુ અને આત્મા સમાન, તથા મહાત્માજીના જીવન અને ઉપદેશોના બીજ સમાન ‘ સત્યાગ્રહ ’ને છોડી બીજા કયા વિષયને પહેલો મૂકી શકાય ?

બીજા ભાગમાં ‘ધર્મ’ વિષય લેવામાં આવ્યો છે. સર્વ ધર્મો અને વ્યવહારોનું અવલોકન પોતાની શુદ્ધબુદ્ધિથી કરવાને પરિણામે મહાત્માજીએ જે કાંઇ આ વિષયમાં કહ્યું છે તે સર્વ ધર્મવાળાઓને માન્ય થાય એવું અને વિકાસક્રમ સુઝાડે એવું છે.

મન–વચન–કાયાનું આરોગ્ય કેમ સચવાય એ બતાવનાર ‘આરોગ્ય’ને લગતો ઉપદેશ ત્રીજા ભાગમાં છે. ‘કેળવણી’ કેવી છે અને કેવી હોવી જોઇએ તેને લગતા તેમના દિશાદર્શક વિચારો ચોથા ભાગમાં, અને પાંચમા ભાગમાં ‘સ્ત્રીસ્વાતંત્ર્ય’નું શુદ્ધ સ્વરૂપ સમજાવવામાં આવ્યું છે.

દોલતની ઉત્પત્તિ તથા ઉપયોગ વિષેના જ્ઞાનને છઠ્ઠા ભાગમાં અને આર્થિક મુક્તિનો માર્ગ દેખાડનાર ‘સ્વદેશી’ને સાતમા ભાગમાં સ્થાન અપાયું છે. રાષ્ટ્રીય એકતાની ભાવનાને પોષનાર તથા પ્રજાની ખામીઓ ખુલ્લી કરી ઉંચા ગુણો અને ભવ્ય આદર્શો શીખવનાર ‘પ્રજાબંધારણ’ વિષયક તેમના લેખો આઠમા ભાગમાં સમાવ્યાં છે. કૌટુંબિક ક્ષેત્રમાંથી

રાજકીય ક્ષેત્રમા લઇ જઇ આપણું જીવન વિસ્તૃત કરાવનાર 'રાજ્યનીતિ' વિષયક લેખો નવમા ભાગમાં દાખલ કર્યા છે.

રાજકીય બાબતોમાં એટલો પ્રવેશ કરાવ્યા પછી–લોકહૃદયની એટલી તૈયારી કર્યા પછી–સ્વમાનનું ભાન કરાવી પોતાનામાંથી બૂરાઇ સજી અન્યની બૂરાઇનો અસંગ ઉપદેશનાર 'અસહકાર'નું ધાર્મિક અને રાજકીય યુદ્ધ લડવાની તાલીમ આપનારા એમના કથનોનો દશમા, અગિયારમા અને બારમા મળી ત્રણ ભાગમાં સમાવેશ કરવામાં આવ્યો છે. વિસ્તૃત ભાનથી અનુભવાયલા એમના અંગત પ્રસંગો પ્રકીર્ણ સૂત્રો તથા વિચારોનો તેરમા ભાગમાં સમાવેશ કરી તે ભાગને 'અંગત વિચાર' નામ આપ્યું છે.

મનુષ્યને અને સમાજને નીરોગી, સમર્થ અને સુવ્યવસ્થિત કરવા માટે ઉપયોગી થઇ પડે એવું તેમનું તમામ શિક્ષણ આમાં સમાવેશ પામે છે એમ અમે માનીએ છીએ.

આ ગ્રંથાવલિનો લાભ લેવા નાના–મોટા દરેકને, ગ્રામ્ય તેમ જ શહેરી જીવન જીવનારને, સ્ત્રી તેમ જ પુરુષને, વિદ્યાર્થી તેમ જ શિક્ષકને, વ્યાપારીને, સેવકને, તેમ જ રાજદ્વારી પુરુષોને, ભક્તો તેમ જ ધર્મગુરુઓને આગ્રહપૂર્વક અરજ કરવામાં આવે છે. એમાં સર્વની મુક્તિની સામાન્ય ચાવી છૂપાયેલી જોવામાં આવશે.

જૂદા જૂદા ધર્મપંથોની ધાર્મિક શાળાઓમાં વિદ્યાર્થીઓને આ ગ્રંથાવલિના વિચારો વાંચી–વંચાવી–સમજાવી ઠસાવવાથી ધર્મની અચ્છી ભૂમિકા તૈયાર થયેલી જણાશે, અને તે ભૂમિકામાં કોઇ પણ ધર્મનાં ખાસ તત્ત્વો ઉગાડવાનું સહેલાઇથી અને આબાદ રીતે બની શકશે.

તમામ ધર્મોના આચાર્યોએ, સાધુ–સંન્યાસી–બાવા–ફકીર–મુલ્લાં–મોલવી–પાદરીઓએ તેમ જ મંદિર–દેવળ–દેરાસર–મસ્જિદ–ઉપાશ્રય–અગિયારી–ધર્મશાળા તથા મુસાફરખાના ઉપર કાબુ ધરાવનારાઓએ આ તેર પુસ્તકો પોતાને ત્યાં આવનાર જનાર સર્વેને વાંચવા માટે ખુલ્લાં રાખી તે મારફત દેશની તથા ધર્મની વર્તમાન સ્થિતિનો સંપૂર્ણ અભ્યાસ કરી–કરાવી પોતાના ઉપદેશનો પ્રવાહ સમયાનુસાર બદલી–બદલાવી પ્રજામાં ધર્મભાવના જાગ્રત કરવા માટે સતત પ્રયત્ન કરવા વિનંતિ છે.

વળી તેને સાધન તરીકે કામે લગાડી દરેક ધર્મમાં, રાજકીય પ્રવૃત્તિમાં, દુનિયાદારીના વ્યવહાર વિગેરેમાં પેસી ગયેલા સડા દૂર કરી દરેક વાંચક–વિચારક પોતે પોતાના ધર્મનો ઉદ્ધાર સરસ રીતે સહેલાઇથી અને સંગીનપણે કરી શકશે.

ધાર્મિક પુસ્તકો અસલ ઢબથી અમુક પ્રસંગે વંચાય છે તેવી જ રીતે વાંચતાં ન આવડતું હોય તેવા માણસોની આગળ મહોલ્લે મહોલ્લે, દરેક ગામે અને દરેક ધર્મસ્થાને આ પુસ્તકો વંચાશે તથા તે ઉપર કવિવર્ગ રસમય કાવ્યો, ગરબીઓ, ભજનો તથા સંગીતો સુધરેલી તેમ જ ગ્રામ્ય ભાષામાં રચી આ શિક્ષણનો ફેલાવો કરશે તો હિંદનું અનહદ શ્રેય થશે.

હિંદુસ્થાન જેવા જૂદા જૂદા ઘણા ધર્મમતવાળા વિશાળ દેશમાં ધાર્મિક કેળવણી કોઇ પણ એક ધર્મમાં આપી શકાય નહિ ત્યાં આ ગ્રંથાવલિ દરેક શાળામાં પાઠ્યપુસ્તક તરીકે ઉપયોગી થઇ પડશે.

આ ગ્રંથાવલિના બાલ–અભ્યાસીઓની પરીક્ષા લઇ વખતોવખત હરિફાઇમાં શ્રેષ્ઠ ઉતરનાર શાળા અગર તેના વિદ્યાર્થીઓને ઉત્તેજન તરીકે મદદ, છાત્રવૃત્તિ અગર ઇનામ આપવાની જૂદે જૂદે ઠેકાણે વ્યવસ્થા થશે, અગર શુભ પ્રસંગોએ આ પુસ્તકો ઇનામ તરીકે વહેંચાશે તો પૈસાનો બેશક ઘણો જ સદુપયોગ થયો ગણાશે. અમારી મારફત આ પુસ્તકોની નકલો વહેંચાવી પૈસાનો સદુપયોગ કરવાની કોઇને ઇચ્છા હશે તો તેમને તેમની ઇચ્છા અમલમાં મૂકી આપવા બનતો પ્રયત્ન કરીશું.

અનેક સ્થળેથી એકત્રિત કરેલા ગાંધીજીના બધા પ્રાપ્ય વિચારોની ગોઠવણીમાં અમુક અમુક સ્થળે બે અથવા વધારે ફકરાઓની વિચારશ્રેણીમાં રસ અને એકતા જળવાય તે માટે અનુસંધાન તરીકે થોડા શબ્દો ન છૂટકે જ ઉમેર્યા છે, અને તે આવા [ ] કૌંસ વચ્ચે મૂકેલા છે.

પ્રખ્યાત નામોની ઓળખ ફૂટનોટમાં આપેલી છે. આ ઉપરાંત આપવાયોગ્ય જણાયેલી કેટલીક નિર્વિવાદિત હકીકત તે તે ભાગના પરિશિષ્ટ તરીકે આપેલી છે; અને દરેક ભાગના દરેક લેખના પેરેગ્રાફના આધારની નોંધ તે તે ભાગને છેડે આપવામાં આવી છે.

મહાત્માજીએ જાહેર કરેલો કોઇ પણ વિચાર અથવા સિદ્ધાંત આ પુસ્તકોમાં રહી જતો નથી એમ અમે માનીએ છીએ; છતાં આ

પુસ્તકોમાં નહિ આવેલા એવા કોઇ પણ આધારભૂત વિચાર અગર સિદ્ધાંત તરફ અમારું ધ્યાન ખેંચવામાં આવશે, અગર બીજી કોઇ રીતે આ પુસ્તકો વધારે ઉપયોગી બનાવી શકાય તેવી સૂચનાઓ મળશે તો અમે તે માટે આભાર માની બીજી આવૃત્તિ વખતે મળેલી સૂચનાઓનો ઉપયોગ કરીશું.

મહાત્માજી તેમ જ તેમના સિદ્ધાંતો જાહેર મિલ્કત હોઇ આ પુસ્તકોનો 'કોપીરાઇટ' અમે રાખ્યો નથી, એટલે કોઇ પણ માણસ કોઈ પણ ભાષામાં કોઇ પણ ઠેકાણે અસલ અગર ભાષાંતર કરી છાપી-છપાવી વેચી શકે છે.

આ પુસ્તકોનાં ગુજરાતીમાંથી જૂદી જૂદી ભાષાઓમાં ઉત્તમ ભાષાંતર કરી શકે એવા ચારિત્ર્યવાન્ સત્યાગ્રહીઓને તે કામ તાકીદે ઉપાડી લેવા વિનંતિ છે.

મહાત્માજીના સદ્ધાંતોના ટેકા રૂપ અગર તે સિદ્ધાંતોને આગળ વધારે તેવા પોતપોતાના ધર્મના ઉત્તમ દૃષ્ટાંતો અગર સિદ્ધાંતો પૂરા પાડી શકે તેવા સ્વાર્થત્યાગીઓને તેવું કામ તાકીદે ઉપાડી લેવાની પણ અમારી તેટલી જ નમ્ર અરજ છે.

ખરા ઉત્સાહથી અને સ્વાર્થત્યાગથી આ દિશામાં કોઇ પણ કામ કરવાનું માથે લેનારને અમારાથી બની શકતી દરેક મદદ કરીશું.

જે જે પ્રકાશકોના પુસ્તકોમાંથી મહાત્માજીની વાણીનો સંગ્રહ કરવામાં આવ્યો છે તે બધાનો તથા આ કાર્યમાં મદદ કરનાર અમારા કાર્યાલયના નિસ્પૃહી ભાઇઓ વિગેરેનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

# મહાત્માજીના જીવનની રૂપરેખા.

તા. ૨ ઓક્ટોબર ૧૮૬૯ ના રોજ પોરબંદરમાં જન્મ; પિતાનું નામ કરમચંદ ગાંધી, જે પ્રથમ પોરબંદર અને પછી રાજકોટના દિવાન હતા; કેળવણીઃ કાઠિયાવાડ હાઇસ્કુલ, લંડન યુનિવર્સિટી અને ઇનર ટેમ્પલ; ૧૮૮૧ માં શ્રીમતી કસ્તુરબાઇ સાથે લગ્ન; ૧૮૯૧ માં મુંબઇ હાઇકોર્ટના એડવોકેટ; ૧૮૯૩ માં દક્ષિણ આફ્રિકાની મુલાકાતે; ગોરાઓનો વિરોધ છતાં સુપ્રિમ કોર્ટના એડવોકેટ તરીકે દાખલ થયા; ૧૮૯૪ માં 'નાતાલ હિંદી મહાસભા'ની સ્થાપના કરી; ૧૮૯૫ માં આફ્રિકાના હિંદીઓના હક્કના રક્ષણ માટે હિંદમાં ચળવળ ચલાવી; દક્ષિણ આફ્રિકાના વિરોધીઓને હાથે રચાયેલા કારસ્થાન પ્રમાણે દક્ષિણ આફ્રિકા પાછા જતાં કિનારા પર ઉતરતાં જ તેમનું ખૂન થતું ત્યાંના પોલિસ સુપરિન્ટેન્ડન્ટની પત્નીએ અટકાવ્યું; ૧૮૯૯ માં બોઅર લડાઇમાં ઘવાયેલા યોદ્ધાઓની સારવાર કરનારી એક ટુકડીની સરદારી લીધી; ૧૯૦૧ માં તબિયત સુધારવા હિંદમાં પાછા ફર્યા; કલકત્તામાં ભરાયેલી ૧૭ મી મહાસભામાં ભાગ લીધો; દક્ષિણ આફ્રિકાના હિંદીઓના મુકદ્દમા ઉપર વિચાર ચલાવવા માટે નિમાયેલા મી. ચેમ્બરલેન આગળ તે રજુ કરવા નાતાલ પાછું જવું પડ્યું; ટ્રાન્સવાલની સુપ્રિમ કોર્ટના એટર્ની તરીકે નામ નોંધાવ્યું; 'ટ્રાન્સવાલ બ્રિટિશ ઇન્ડિયન એસોશીએશન'ની સ્થાપના કરી તેમ જ તેના મંત્રી તથા કાયદાના સલાહકાર થયા; 'ઇન્ડિયન ઓપિનિયન' નામનું પત્ર ૧૯૦૩ માં શરૂ કર્યું; ૧૯૦૪ માં દક્ષિણ આફ્રિકાના મજુરો અને માલેકો વચ્ચે ચાલેલી તકરારના પરિણામે થયેલા અનુભવ ઉપરથી અને રસ્કિનની તેમના ઉપર થયેલી અસરથી 'ફિનિક્ષ-નિવાસ'ની સ્થાપના ૧૯૦૪ માં કરી; તે જ સાલમાં જોહાનીસબર્ગમાં મરકી અટકાવવાનું કામ કર્યું; ૧૯૦૬ માં ઝુલુ બળવા વખતે મુડદાં ઊંચકનારાઓની સરદારી લીધી; 'એશિયાટિક લૉ' નામના કાયદા સામે

ચળવળ શરૂ કરી; સત્યાગ્રહની લડત આરંભી; પકડાયા અને કેદ આવી; 'ગાંધી–સ્મટસ' નામક સમાધાન થયું; આ સમાધાનથી હિંદના લાભો જોખમાયા છે એમ માનનાર એક હિંદી પઠાણે તેમના ઉપર પ્રાણઘાતક હૂમલો કર્યો; જનરલ સ્મટસે સમાધાનની શરતો કબૂલ કર્યા પછી તે ફરી જવાથી લડત ફરીથી ઉપાડી; પકડાયા અને જેલ મળી; ૧૯૦૮ માં 'હિંદ સ્વરાજ્ય' લખ્યું; ૧૯૦૯ માં ઈંગ્લાંડની મુલાકાત લીધી; ૧૯૧૧ માં તકરારનો તોડ આવ્યો; સ્વ. ગોખલેએ દક્ષિણ આફ્રિકાની મુલાકાત લીધી; ત્રણ પાઉંડનો કર નાબૂદ કરવાના અપાયેલા વચનનો ભંગ ૧૯૧૩ માં થવાથી ફરી સત્યાગ્રહ શરૂ કર્યો; ફત્તેહ થઈ; ૧૯૧૪ માં ઈંગ્લાંડની મુલાકાત લીધી; ૧૯૧૫ માં હિંદ પાછા ફર્યા; તે જ વર્ષના મે માસમાં 'સત્યાગ્રહ–આશ્રમ'ની સ્થાપના કરી; ૧૯૧૭ માં ચંપારણ્યની કુમકે ગયા; ૧૯૧૮ ના માર્ચમાં ખેડા જીલ્લાના સત્યાગ્રહનું મંડાણ તેમની આગેવાની નીચે થયું; અને જૂનમાં સફળ થયા; તે જ સાલમાં દિલ્હીની યુદ્ધપરિષદમાં ભાગ લીધો; અને ખેડામાં લશ્કર ભરતીનું કામ કર્યું; ૧૯૧૯ માં 'યંગ ઇન્ડિયા' અને 'નવજીવન'નું તંત્રીપદ સ્વીકાર્યું; 'રૉલેટ' કાયદા સામે ૧૯૧૯ ના એપ્રિલની છઠ્ઠી તારીખે સત્યાગ્રહનો આરંભ કર્યો; તેથી આખા દેશમાં જાગૃતિ આવી ગઈ; દિલ્હી જતાં તેમને સરકારે અટકાવ્યા; સરકારે તેમને ગિરફતાર કર્યા એમ સમજવાથી લોકોએ પંજાબ, અમદાવાદ વિગેરે સ્થળોએ ભારે રમખાણ મચાવ્યાં; દિલ્હી જતાં રસ્તામાંથી તેમને મુંબઈ પાછા લાવવામાં આવ્યા; ૧૯૧૯ ના નવેમ્બરમાં દિલ્હી ખિલાફત પરિષદને ખિલાફતની ચળવળ ઉપાડી લેવાની સલાહ આપી; અમૃતસર મહાસભામાં 'સુધારા' ના અમલ માટે સહકારનો ઉપદેશ કર્યો; પરંતુ પંજાબ–ખિલાફતના બનાવોથી સહકારની સર્વ આશા વ્યર્થ જતાં ૧૯૨૦ માં કલકત્તા મહાસભાની ખાસ બેઠકમાં અસહકારનો ઠરાવ પાસ કરાવ્યો; તે જ સાલના નવેમ્બરમાં ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી; નાગપુરની મહાસભાની બેઠકમાં મહાસભાનું ધ્યેય નક્કી કરાવ્યું; ૧૯૨૧ ના એપ્રિલમાં બેઝવાડાનો કાર્યક્રમ નક્કી કર્યો; તે જ સાલની ત્રિશમી જૂન પહેલાં 'તિલક સ્વરાજ્ય ફંડ'માં કરોડ રૂપિયા એકઠા કરાવવામાં સાધનભૂત બન્યા; મુંબઇમાં થયેલાં તોફાનની શાંતિ કરાવી; અમદાવાદ મહાસભાની બેઠક વખતે ડીકટેટર નિમાયા; ૧૯૨૨ માં બારડોલી તાલુકામાં

અવિનય ભંગની કરેલી તૈયારી ચૌરીચૌરાના અત્યાચારોને લીધે પડતી મૂકી; રાજદ્રોહી ત્રણ લેખો માટે આઝાદ થયા; ૭ વર્ષની સાદી જેલ મળી; શાંતિ અને સ્વદેશીનો સંદેશો આપી ચડેલી રજા ભોગવવા યરોડા જેલ સીધાવ્યા; તે વીર મોહનદાસ કરમચંદ ગાંધીની વાણીનું હે વાંચક ! હવે તું અમૃતપાન કર.

## ઉપયોગમાં લીધેલાં પુસ્તકો.


'નવજીવન.' પ્રકાશકઃ નવજીવન કાર્યાલય, અમદાવાદ.

'હિન્દ સ્વરાજ્ય' પ્રકાશકઃ રાષ્ટ્રીય સાહિત્યમંડળ અમદાવાદ. પ્રથમ આવૃત્તિ. સં. ૧૯૭૭.

'યંગ ઇન્ડિયા.' એસ. ગણેશન, ટ્રીપ્લીકેન, મદ્રાસ. ઇ. સ. ૧૯૨૩.

'મહાત્મા ગાંધીની વિચાર સૃષ્ટિ.' ભાષાંતરકર્તા તથા પ્રકાશકઃ મથુરાદાસ ત્રિકમજી, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ. સં. ૧૯૭૫.

'સ્પીચીઝ એન્ડ રાઇટીંગ્ઝ ઑફ મહાત્મા ગાંધી.' પ્રકાશકઃ જી. એ. નટેસન, મદ્રાસ. તૃતીય આવૃત્તિ. ઇ. સ. ૧૯૨૨.

'આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન.' પ્રકાશકઃ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, મુંબઇ. તૃતીય આવૃત્તિ. સં. ૧૯૭૭.

'મારો જેલનો અનુભવ.'<br>'સર્વોદય.' } પ્રકાશકઃ ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.

'ઇન્ડિયન હોમરૂલ.' પ્રકાશકઃ ગણેશની કું. મદ્રાસ. પંચમ આવૃત્તિ. ઈ. સ. ૧૯૨૨.

'પત્રો.' પ્રકાશકઃ સેવક કાર્યાલય, અમદાવાદ. પ્રથમ આવૃત્તિ. સં. ૧૯૭૮.

# અનુક્રમણિકા.

# ગાંધી=શિક્ષણ.

## સંપત્તિશાસ્ત્ર.

### ૧. આર્થિક વિરુદ્ધ નૈતિક પ્રગતિ.

૧. જીવનમાં એવી કેટલીક ક્ષણો આવે છે કે જ્યારે કોઇ વિષે આપણુને બાહ્ય પ્રમાણુની અપેક્ષા રહેતી નથી. અંતરાત્મા આપણુને કહે છેઃ 'તું ખરા રસ્તે છે, જમણી કે ડાબી બાજુએ ન વળતો; પરંતુ તે સીધા અને સાંકડા માર્ગે તું ચાલ્યા કરજે.' આવી સહાયતાથી આપણે ધીમે ધીમે, પરંતુ ખાત્રીથી અને એક સરખી રીતે આગળ વધી શકીએ છીએ.

૨. શું આર્થિક પ્રગતિ સત્ય પ્રગતિની આડી આવે છે? મને લાગે છે કે આર્થિક પ્રગતિથી આપણે અમર્યાદિત ભૌતિક ઉન્નતિ સમજીએ છીએ, અને સત્ય પ્રગતિને આપણે નૈતિક પ્રગતિ કહીએ છીએ, જેનો અર્થ આપણામાં રહેલા સનાતન તત્ત્વની પ્રગતિ કરવા બરોબર થાય છે. એટલે વિષય આ પ્રમાણે રજુ કરી શકાયઃ શું ભૌતિક પ્રગતિનાં પ્રમાણુમાં જ નૈતિક પ્રગતિ થઇ શકતી નથી? હું જાણું છું કે જે પ્રશ્ન આપણી પાસે છે તેના કરતાં આ વધારે વિશાળ છે, પરન્તુ હું એમ માનું છું કે સંકુચિત તત્ત્વની વાત કરતા હોવા છતાં આપણે હંમેશાં વિશાળ તત્ત્વની જ વાત કરવા માગતા હોઇએ છીએ. આપણી આ દૃષ્ટ સૃષ્ટિમાં સંપૂર્ણ શાંતિ કે આરામ જેવું કોઇ તત્ત્વ નથી એવું સમજવા પૂરતું વિજ્ઞાન આપણુને આવડે

છે. જો ભૌતિક પ્રગતિ નૈતિક પ્રગતિની આડી આવતી ન હોય તો તેનાથી નૈતિક પ્રગતિની અવશ્ય વૃદ્ધિ થવી જોઇએ. વળી જેઓ આ મત સ્વીકારે છે, તેઓ પોતાનો પક્ષ એવી કઢંગી રીતે રજુ કરે છે કે જેથી આપણને સંતોષ નથી વળતો. સર વિલિયમ હંટરના કહેવા પ્રમાણે હિન્દના ત્રણ કરોડ વતનીઓને માત્ર એક જ ટંક ખાવાને મળે છે. આ બીનાથી તેઓ મૂંઝાઇ ગયા હોય એમ જણાય છે, એટલે તેઓ એમ કહે છે કે આપણે પ્રજાના નૈતિક સુખનો વિચાર કે વાત કરીએ તે અગાઉ આપણે તેની દરરોજની જરૂરિયાતો પૂરી પાડવા ઉપર ધ્યાન આપવું જોઇએ. તેઓ કહે છે કે આ લોકોની બાબતમાં ભૌતિક પ્રગતિ નૈતિક પ્રગતિનું સ્થાન લે છે, અને પછી આ ઉપરથી તેઓ એકદમ આવા ઠરાવ ઉપર આવી જાય છે કે જે ત્રણ કરોડ માણસ માટે સાચું છે તે આખા વિશ્વ માટે ખરૂં હોવું જોઇએ. તેઓ ભૂલી જાય છે કે અસાધારણ પ્રસંગો ધ્યાનમાં રાખી ઘડવામાં આવતા ધારા ખરાબ હોય છે. મારે કહેવાની જરૂર છે કે આ અનુમાન કેટલું બધું હાસ્યાસ્પદ અને વિવેકહીન છે. કોઇએ કદિ એવું જણાવ્યું નથી કે બેહદ ગરીબાઇનું પરિણામ નૈતિક અધઃપાત વિના બીજું આવી શકે. દરેક મનુષ્યને જીવવાનો હક્ક છે અને તેથી પોતાનું પોષણ કરવાનાં સાધનો અને જ્યાં જરૂર હોય ત્યાં પોતાને માટે વસ્ત્ર અને ઘર મેળવવાનો પણ હક્ક છે; આ અતિ સહેલા કાર્ય માટે આપણને અર્થશાસ્ત્રીઓની અથવા તેઓના સિદ્ધાંતોની સહાયતાની જરૂર નથી.

૩. 'આવતી કાલની ચિંતા ન કરો'; આ આદેશનું પ્રતિપાદન દુનિયાના લગભગ બધા ધર્મગ્રન્થો કરે છે. સુવ્યવસ્થિત સમાજમાં પોતાની આજીવિકા પ્રાપ્ત કરવી દુનિયામાં સૌથી સહેલી વસ્તુ હોવી જોઇએ. ખચિત દેશની સુવ્યવસ્થાની કસોટી તેના લક્ષાધિપતિઓની સંખ્યા ઉપરથી નથી કરવાની, પરંતુ તેના જનસમુદાયમાં કેટલે અંશે ભૂખમરાનો અભાવ છે તેના ઉપરથી કરવાની છે. એક જ પ્રશ્ન તપાસવાનો છે, અને તે આ છે; ભૌતિક પ્રગતિ એ જ નૈતિક પ્રગતિ છે એવો સર્વસામાન્ય નિયમ બાંધી શકાય કે કેમ?

૪. જે અરસામાં રોમે બેહદ સંપત્તિ સંપાદન કરી હતી, તે જ અરસામાં તેનું નૈતિક પતન થયું હતું. તે જ પ્રમાણે મીસર દેશનું અને ઇતિહાસને

જાણીતા બીજા ઘણા ખરા દેશોનું થયું હતું. જે વખતે રાજવંશી ભગવાન્ કૃષ્ણના વંશજો અને સંબંધીઓ સંપત્તિમાં ગરકાવ થઇ ગયા હતા, તે જ વખતે તેઓ પણ હેઠે પડ્યા હતા. રૉકફેલર અને કારનેગી જેવા ધનિકોને સંપત્તિની પ્રાપ્તિ થવાથી નૈતિક પ્રાપ્તિ પણ થઇ હતી એમ ખાસ કહી ન શકાય.

૫. દક્ષિણ આફ્રિકામાં આપણા હજારો દેશબંધુઓના ઘણા નિકટ સમાગમમાં આવવા હું ભાગ્યશાળી થયો છું. ત્યાં મને લગભગ બિનઅપવાદ એવો અનુભવ થયો હતો કે જેની સંપત્તિ વિશેષ હતી, તેની નીતિ પણ તેના પ્રમાણમાં શિથિલ હતી. ઝાઝું ન કહેતાં, સત્યાગ્રહના નૈતિક યુદ્ધમાં ગરીબોએ પોતાનો ફાળો આપ્યો હતો, પરંતુ ધનિકો તેમ નહોતા કરી શક્યા. જેટલે અંશે ગરીબમાં ગરીબની સ્વાભિમાનની વૃત્તિ દુખાઇ હતી, તેટલે જ અંશે ધનિકોની નહોતી દુખાઇ. અહિં આપણા દેશમાં પણ સંપત્તિને લીધે ખરા વિકાસને હાનિ પહોંચી છે. હું એમ માનું છું કે ઘણાયે અર્વાચીન પાઠ્ય પુસ્તકો કરતાં દુનિયાનાં ધર્મશાસ્ત્રો અર્થશાસ્ત્રના નિયમો સમજાવવા માટે વધારે સંગીન અને નિઃસંદેહ લેખો છે.

૬. જે પ્રશ્ન આપણે આજે વિચારીએ છીએ તે કંઇ નવો નથી. આજથી બે હજાર વર્ષ ઉપર આ જ પ્રશ્ન જીસસને પૂછવામાં આવ્યો હતો. સેંટ માર્ક* તે પ્રસંગનું આબેહૂબ વર્ણન કર્યું છે: "જીસસ શાંત ચિત્તે બેઠા છે, તેઓ ઉત્સાહમાં છે, અને અમરતાની વાતો કરે છે. પોતાની આસપાસની દુનિયાને તેઓ પીછાને છે. પોતાના સમયના તેઓ સૌથી મોટા અર્થશાસ્ત્રી છે. તેઓ દેશકાળનો ઉપયોગ યથાર્થ કરી શક્યા છે, બલ્કે તેઓ તેનાથી પણ, દેશકાળથી પણ, પર ગયા છે'.

૭. "તેમની તેજસ્વિતા પૂર્ણ રીતે ઝળકી રહી છે. તેવામાં એક જણ દોડતો આવે છે, પગે પડે છે, અને પૂછે છે: 'સદ્દગુરુ, મને અમરતા શું કરવાથી મળી શકે'? જીસસે તેને કહ્યું: 'તું મને સદ્દગુરુ શા માટે કહે છે? ઇશ્વર એક જ સદાત્મા છે. તે સિવાય તેવું બીજું કોઇ નથી. તું ધર્મના આ આદેશો જાણે છે? વ્યભિચાર ન કર, હિંસા ન કર, ચોરી ન કર, ખોટી સાક્ષી ન પૂર, દગો ન કર, માતાપિતાને માન આપ.' તેણે

* Gospel of St. Mark: Chap. x.

જવાબ આપતાં કહ્યું: ' ગુરુજી, આ બધાનું પાલન મેં મારા બાલ્યથી જ કર્યું છે. ' જીસસને તેના તરફ જોતાં તેના ઉપર વહાલ આવ્યું, અને કહ્યું: ' એકની તારામાં ખામી છે, તારે ઘેર જા, તારૂં સર્વસ્વ વહેંચી નાખ, અને ગરીબને આપી દે; અને તેમ કરવાથી તને સ્વર્ગમાં સંપત્તિ મળશે. પછી પાછો આવ, મારા ધર્મકાર્યમાં જોડા, અને મને અનુસર. ' પરંતુ તે આ સાંભળતાં ખેદ પામ્યો અને નિરાશ થઇ ચાલ્યો ગયો, કારણકે તેની પાસે ઘણી સંપત્તિ હતી."

૮. "જીસસે ચોમેર નજર ફેરવી અને પોતાના શિષ્યોને કહ્યું: ' જેઓ પાસે લક્ષ્મી છે તેઓ ભાગ્યે જ દેવના દરબારમાં દાખલ થઇ શકશે. ' આ શબ્દો સાંભળતાં શિષ્યોને નવાઇ લાગી. જીસસે ફરીથી તેઓને કહ્યું: ' શિષ્યો ! જેઓને લક્ષ્મીમાં શ્રદ્ધા છે તેઓ માટે દેવના દરબારમાં દાખલ થવું અતિશય કઠણ છે. સોયના નાકામાંથી વખતે ઉંટ પસાર થઇ શકે, પરન્તુ દેવના દરબારમાં તો ધનિકને પેસવું અતિશય કઠણ છે.' આવી રીતે સર્વોત્તમ શબ્દોમાં જીવનનું સનાતન સૂત્ર સમજાવવામાં આવ્યું છે, પરંતુ આ શબ્દો ઉપર શિષ્યોને શ્રદ્ધા ન બેઠી. તેઓએ જીસસને કહ્યું: 'પરન્તુ વ્યવહારમાં તો તે સૂત્રનો ભંગ થતો જણાય છે.' "

૯. "અમે અમારૂં સર્વસ્વ વહેંચી નાખીએ, અને અમારી પાસે કંઈ ન રહે, તો પછી અમારી પાસે ખાવાને પણ કંઇ નહિ રહે. અમારી પાસે પૈસો હોવો જોઇએ, નહિ તો અમે સાધારણ રીતે પણ નીતિમાન્ નહિ રહી શકીએ: ' આવી રીતે તેઓએ પોતાની મુશ્કેલી રજુ કરી. તેઓ અતિશય આશ્ચર્યચકિત થયા, અને અંદર અંદર કહેવા લાગ્યા: ' ત્યારે ઉદ્ધાર કોનો થઇ શકશે ? ' જીસસે તેઓ તરફ જોઇને કહ્યું: ' માણસ માટે તેમ કરવું અશક્ય હશે, પરન્તુ ઇશ્વર માટે તેમ નથી. ઇશ્વર માટે તો બધું સંભવે છે.' "

૧૦. "ત્યાર પછી પિટરે તેમને કહ્યું: ' પણ અમે તો સર્વસ્વનો ત્યાગ કર્યો છે, અને તમારી પાછળ આવ્યા છીએ. ' જીસસે જવાબ આપ્યો: ' નિઃસંદેહ રીતે હું તમને કહું છું કે જે મારે માટે અને ધર્મ માટે પોતાનાં ઘરબાર, ભાઇઓ, બહેનો, પિતા, માતા, સ્ત્રી, બાળક અને ભૂમિનો ત્યાગ કરે છે, તેને હેરાનગતિ ભોગવવા છતાં ઇહલોકમાં જ ઘરબાર, ભાઇઓ,

બહેનો, માતાઓ, બાળકો અને ભૂમિ સોગણી રીતે મળી રહે છે, અને પરલોકમાં અમર જીવન મળે છે. પરંતુ આ માર્ગે જવામાં જેઓ સૌથી પહેલાં હશે, તેઓમાંથી ઘણુાઓ છેલ્લાં રહી જશે, અને છેલ્લાં જનારાઓમાંથી કેટલાંક પહેલાં થઇ જશે.' ''

૧૧. બીજાં હિન્દુ અને ઇતર ગ્રન્થોમાંથી આના જ જેવા અવતરણો ઉતારવાનો શ્રમ મેં નથી ઉઠાવ્યો, અને જીસસે જણાવેલા નિયમને અનુમોદન દેનાર વચનો, અને ઉપર ટાંકેલા બાઇબલના ઉતારાઓ જેના તરફ મેં તમારું ધ્યાન ખેંચ્યું છે, તેના કરતાં વધારે સબળ વચનો આપણા સાધુસંતોના લખાણોમાંથી અહિં કહી સંભળાવવા નથી ઇચ્છતો. જે પ્રશ્ન આપણે અત્યારે વિચારીએ છીએ, તેનો સબળમાં સબળ ઉત્તર પ્રત્યક્ષ રીતે જગતના સૌથી મોટા ઉપદેશકોના જીવનમાંથી મળે છે. જીસસ, મહમ્મદ, બુદ્ધ, મહાવીર, નાનક, કબીર, ચૈતન્ય, શંકર, દયાનંદ, રામકૃષ્ણ, વિગેરે હજારો માણસો ઉપર અત્યંત કાબુ ધરાવતા હતા, અને તેઓનાં ચારિત્ર્ય ઘડવામાં નિમિત્તભૂત થયા હતા. તેઓનાં જીવનથી જગત્ વધારે સંપન્ન બન્યું છે. આ બધાઓએ બુદ્ધિપૂર્વક દરિદ્રતાનો સ્વીકાર કર્યો હતો.

૧૨. મને લાગે છે કે જેટલે અંશે આપણે હાલની ભોગની ઘેલછાને આપણી નેમ તરીકે માન્ય કરીએ છીએ, તેટલે જ અંશે પ્રગતિના માર્ગે આગળ વધવાને બદલે આપણે પાછા પડીએ છીએ. હું એમ માનું છું કે આર્થિક પ્રગતિ, જેનો અર્થ મેં ઉપર સમજાવ્યો છે, તે ખરી પ્રગતિને પ્રતિકૂળ છે, તેથી જ પ્રાચીન આદર્શ સંપત્તિ સંપાદન કરવાની પ્રવૃત્તિ ઉપર અંકુશ મૂકવાનો હતો.

૧૩. આથી ભોગની લાલસાનો નાશ થઇ જાય છે એમ નથી. જેમ હંમેશાં થતું આવ્યું છે, તેમ આપણામાંથી હજી પણ એવા નિકળશે, જેઓનાં જીવનની નેમ લક્ષ્મી પ્રાપ્ત કરવાની હશે. પરંતુ આપણે સદા એમ જ માન્યું છે કે તેવી નેમ રાખવી એ આદર્શને વિસારી મૂકવા બરોબર છે. આ જાણતાં આનંદ થાય એવું છે કે આપણામાંના મોટામાં મોટા ધનિકોને ઘણી વાર એમ થાય છે કે જો તેઓ પોતાની ઇચ્છાથી ગરીબાઇમાં રહ્યા હોત તો તેઓ વધારે ઉંચી દશા ભોગવતા હોત.

૧૪. લક્ષ્મી અને ભગવાનની સેવા સાથે સાથે ન થઇ શકે એ અર્થશાસ્ત્રનું એક અમૂલ્ય સત્ય છે. આપણે આપણી પસંદગી કરવાની છે. પશ્ચિમની પ્રજા અત્યારે જડવાદની રાક્ષસી સત્તા હેઠળ ચગદાય છે. તેઓની નૈતિક પ્રગતિ અટકી પડી છે. તેઓ પ્રગતિનો ખ્યાલ પૈસા ઉપરથી કરે છે. અમેરિકાની સંપત્તિ આદર્શ મનાય છે. બીજી પ્રજાઓની આંખ તેના ઉપર છે. મેં આપણા ઘણા દેશબંધુઓને એમ કહેતાં સાંભળ્યા છે કે તેઓ અમેરિકા જેટલી દોલત મેળવવાનો પ્રયત્ન અમેરિકાની યુક્તિઓ ગ્રહણ કર્યા વિના કરશે. મને લાગે છે કે કદિ આવો પ્રયત્ન કરવામાં આવશે તો તે જરૂર નિષ્ફળ નિવડશે. એક જ ઘડીએ આપણે ડાહ્યા, શાંત અને ઉન્મત્ત ન થઇ શકીએ. હું ઇચ્છું છું કે આપણા નેતાઓ આપણને નીતિની નજરે જગતમાં સર્વોપરી પદ મેળવવા શીખવાડે.

૧૫. એમ કહેવાય છે કે આપણી ભૂમિ એક વખતે દેવોનું નિવાસસ્થાન હતું. જે ભૂમિ મીલની ચીમનીના ધૂમાડાથી અને તેના ઘોંઘાટથી જોવી ન ગમેતેવી કદ્રૂપી થઇ છે, અને જેના રસ્તા ઉપર ખીચોખીચ ભરેલા ઘણા ડબ્બાઓ ખેંચી જતાં એન્જીનો વેગથી દોડી રહ્યાં છે, તે ભૂમિ દેવોનું નિવાસસ્થાન રહે એ કલ્પી શકાતું નથી. આવી રીતે મુસાફરી કરનારાઓને 'પોતે શાની શોધમાં છે' તેની ભાગ્યે જ ખબર હોય છે. તેઓ ઘણી વાર બેધ્યાન હોય છે. તેઓને ગાડરની પેઠે એક જ ડબ્બામાં દબાવીને પૂરવામાં આવતા હોવા છતાં, અને સાવ અપરિચિત જનો, જેઓ બની શકે તો તેઓને બહાર કહાડી મૂકે, અને તેવી જ રીતે તેઓ પણ તેવા અપરિચિત જનોને કહાડી મૂકવા ઇચ્છતા હોય છે એવા જનો સાથે હોવા છતાં, તેઓના મનમાં કંઇ જ લાગતું નથી. હું આ વસ્તુઓનો ઉલ્લેખ કરૂં છું, કારણકે ભૌતિક પ્રગતિના ચિહ્ન રૂપે તેને રજુ કરવામાં આવે છે, પરંતુ તેનાથી આપણા સુખમાં રતિ ભાર પણ વધારો થતો નથી.

# ૨. ધન અને અનીતિ.

૧. વૉલેસ* નામના એક મોટા વિજ્ઞાનશાસ્ત્રીએ પોતાનો મત આ પ્રમાણે રજુ કર્યો છે: "ભૂતકાળના અત્યારે મળતા પ્રાચીનમાં પ્રાચીન લેખો ઉપરથી આપણને એમ માનવાને ઘણાં કારણો મળે છે કે નીતિસંબંધી સામાન્ય માન્યતાઓ અને ખ્યાલો, સ્વીકારેલું નીતિનું ધોરણ અને તેના આધારે રચાયેલો આચાર, આ બધાં અત્યારની પ્રચલિત સ્થિતિ કરતાં અગાઉ કોઇ પણ રીતે ઉતરતાં ન હતાં."

૨. તે કહે છે કે "ઝડપથી થતી સંપત્તિમાં વૃદ્ધિ, અને સૃષ્ટિ ઉપરની આપણી સત્તામાં થતો વધારો આપણી અપરિપક્વ સંસ્કૃતિ ઉપર અને આપણા ઉપરચોટિયા ખ્રિસ્તીધર્મ ઉપર અનહદ ભાર રૂપ થઇ પડ્યાં છે. તેની જ સાથે પૂર્વે કદિ ન અનુભવેલી એવી અનીતિ જીવનમાં પેઠી છે અને તે આપણને નાજુક કરી નાખે છે." વળી તેણે એમ પણ સિદ્ધ કર્યું છે કે "કારખાનાંઓ સ્ત્રીપુરુષ અને બાળકોના ભોગે ઉભાં કરવામાં આવે છે, અને જેમ જેમ દેશની દોલત વધતી જાય છે, તેમ તેમ તેની નીતિ શિથિલ પડતી જાય છે."

૩. ગામની અસુઘડતા, પ્રાણઘાતક ધંધાઓ, માલમાં ભેળસેળ કરવાની યુક્તિ, લાંચ અને જુગાર આ બધાનો વિચાર કરી તેણે ઉપર કહ્યા પ્રમાણે બતાવી આપ્યું છે. તેણે એમ પ્રતિપાદન કર્યું છે કે "સંપત્તિ વધવાથી ન્યાયમાં અનીતિ પેઠી છે, દારૂને લીધે થતાં મરણોની અને

---

* એ. આર. વૉલેસ–(૧૮૨૨–૧૯૧૩). ૧૮૫૩ માં "એમેઝોન પર મુસાફરી' એ પુસ્તકથી તેણે લોકોનું ધ્યાન પોતાની તરફ ખેંચ્યું હતું; અને ૧૮૫૮ માં માનવદેહના વિકાસને લગતા સિદ્ધાંતો તેણે દર્શાવ્યા હતા. એ વખતે પ્રખ્યાત પરિણામવાદી ડાર્વિન પણ માનવદેહના વિકાસ સંબંધી પોતાના સિદ્ધાંત બહાર પાડવાની તૈયારીમાં હતો. બન્નેના સિદ્ધાંતો લગભગ સરખા નહોતા. પ્રકૃતિનો તે અભ્યાસી હતો. ૧૯૦૫ માં તેણે પોતાની રસભીની જીવનકથા લખી બહાર પાડી.

આપઘાત કરનારની સંખ્યા વધી છે, અકાળે થતા જન્મની સરેરાસમાં અને જન્મથી રહી જતી ખોડોમાં વધારો થયો છે, તથા વ્યભિચારે ધંધાનું રૂપ લીધું છે: ' પોતાનું નિરીક્ષણ પૂરું કરતાં તેણે આ ધાર્મિક શબ્દો કહ્યા છે.

૪. છૂટાછેડાની અદાલતોના વહિવટ ઉપરથી દોલત અને નવરાશના પરિણામોનાં બીજાં રૂપો ધ્યાનમાં આવે છે. લંડનના ઉપલા વર્ગમાં લાંબો વખત સુધી ફરેલા એવા એક મારા મિત્રે મને ખાત્રીપૂર્વક જણાવ્યું છે કે લંડન તેમ જ ધનિકોના ગ્રામ્યનિવાસમાં વારંવાર અનેક પ્રકારની ભોગલીલા થતી જોવામાં આવે છે, જેવી રોમના અધમમાં અધમ સમ્રાટના સમયમાં પણ ભાગ્યે જ થતી.

૫. મારી આ દૃઢ માન્યતા છે કે બ્રિટન પાસેથી આપણે વાસ્તવિક નીતિના વિષયમાં ભાગ્યે જ કંઇ મેળવવાનું છે; અને જો આપણે સાવચેત નહિ રહીએ તો ભોગપ્રધાનવાદના રોગને લઇને બ્રિટન જે દોષોનો ભોગ થઇ પડ્યું છે, તેને આપણે આપણા દેશમાં દાખલ કરી દઇશું. જો આપણે આપણી સંસ્કૃતિને વળગી રહીશું, અને આપણો નૈતિક વ્યવહાર સરળ રાખીશું, એટલે કે ભવ્ય ભૂતકાળનાં ગીત ગાવાને બદલે આપણે તે સમયના જેવું જ જીવન ગાળીશું તો જ લાભ મેળવી શકીશું.

૬. આપણે આદર્શોથી ડરવું નહિ જોઇએ; તે પ્રમાણે યથાશક્તિ વર્તન કરવામાં પાછા પડવું ન જોઇએ; જ્યારે આપણી પ્રજા સુવર્ણ કરતાં વિશેષ સત્યની સત્તા, અને સંપત્તિના આડંબર કરતાં વિશેષ નિર્ભયતા, અને સ્વાર્થ કરતાં વિશેષ ઔદાર્ય બતાવશે ત્યારે જ તે ખરી ધાર્મિક પ્રજા થશે. જો આપણા ઘરોમાં, આપણા મહેલોમાં, આપણા મંદિરોમાં આપણે ધનની સત્તાને બદલે નીતિની સત્તા સ્થાપીશું તો જબરી સેનાનો ભાર વહોર્યા વિના પણ આપણે ગમેતેવા શત્રુના સમૂહ સામે લડી શકીશું.

૭. જો આપણે પ્રથમ દેવદરબારની અને દેવની ઋજુતાની શોધ કરીશું તો પછી કદિ ખોટું ન પડે એવું વચન છે કે આપણને બીજું બધું મળી રહેશે. આ જ ખરૂં અર્થશાસ્ત્ર છે. તમે અને હું તેવા શાસ્ત્રનું જતન કરી શકીએ, અને આપણાં જીવનમાં તેનો અમલ કરી શકીએ એવી મારી અંતરની આશા છે.

# ૩. પૂર્વનો અને પશ્ચિમનો ન્યાય.

૧. જગત્ કાંઇ બુદ્ધિથી ચાલતું નથી, હૃદયથી ચાલે છે. આ જગતમાં બુદ્ધિ રાજ્ય નહિ કરે પણ આત્મા રાજ્ય કરશે. આત્મા રાજ્ય કરશે એટલે સદાચાર રાજ્ય કરશે. અત્યારે સદાચાર નથી એમ હું નથી કહેવા માગતો. પણ અહિં હું સદાચાર ખાસ અર્થમાં વાપરૂં છું. સદાચાર એટલે ધર્માચાર.

૨. અત્યારે પૂર્વ અને પશ્ચિમ વચ્ચે મુકાબલો ચાલી રહ્યો છે. પશ્ચિમમાંથી આપણા ઉપર ભારે વંટોળિયાનો ધસારો આવ્યો છે. આપણે તેમાં ઘસડાઇએ, કાં તો દઢતાથી સામે થઇ આપણે તેને પાછો વાળીએ. એ વંટોળિયાનું નામ છે જડવાદ, અથવા પૈસાને પરમેશ્વર માનવાનો વાદ. આપણે એની સામે નહિ થઇએ અને નકલ કરવામાં ફસાઇશું તો જડવાદી બનીશું. પૈસાને પરમેશ્વર માનીશું તો નાશ પામીશું.

૩. જેમાં લાગણી અને દયાનો ભાવ રહ્યો છે એ શુદ્ધ ન્યાય કહેવાય. એને આપણે હિંદુસ્થાનના લોકો પૂર્વનો અથવા તો પ્રાચીન ન્યાય કહીએ. જેમાં લાગણી અથવા દયાનો ભાવ નથી રહ્યો તેને રાક્ષસી અથવા પશ્ચિમનો કે આધુનિક ન્યાય કહીએ. દયા અથવા લાગણીને લીધે દીકરો બાપની પાસેથી, બાપ દીકરાની પાસેથી ઘણી વખત ઘણું છોડી દે છે અને તેમ કરવામાં છેવટે બંને લાભ ઉઠાવે છે. છોડી દેવામાં છોડનાર એક પ્રકારની શુદ્ધ મગરૂરી માને છે, અને એમ છોડવું પોતાની નબળાઇની નહિ પણ પોતાનાં બળની નિશાની માને છે.

૪. હિંદુસ્થાનમાં એવો જમાનો હતો કે જ્યારે નોકરો એક જ જગ્યાએ પેઢી દર પેઢી કામ કરતા. તેઓ જ્યાં કામ કરતા ત્યાંના જ કુટુંબનાં અંગ તરીકે ગણાતા, અને માન પામતા. શેઠના દુઃખે તેઓ દુઃખી થતા અને શેઠ તેમના દુઃખસુખમાં સાથી રહેતા. એમ ચાલતું

હતું ત્યારે હિંદુસ્થાનનો સંસાર ઘણો સરળ મનાતો હતો, અને હજારો વર્ષ સુધી એવા ધોરણ ઉપર રહી ટકી શક્યો. હજી પણ આ ભાવનાનો નાશ નથી થયો. જ્યાં આવી યોજના રહે છે ત્યાં ત્રીજા માણસનું કે પંચનું ભાગ્યે જ કામ પડે છે. શેઠ–નોકર વચ્ચેના સવાલોનો નિકાલ એ બંને સાથે મળીને જ કરી લે છે. એક બીજાની ગરજ ઉપર પગારના વધારા ઘટાડાનો આધાર આમાં રહેતો જ નહિ. નોકરોની અછત જાણીને નોકરો વધારે પગાર માગતા નહિ, અને નોકરોની છત સમજીને શેઠ પગાર ઘટાડતા નહિ. આ ધોરણમાં અરસ્પરસની લાગણીને, મર્યાદાને, વિનયને, પ્રીતિભાવને પ્રધાનપદ હતું; અને આ ધર્મ અવ્યાવહારિક નહોતો ગણાતો, પણ સામાન્યપણે આપણી ઉપર સત્તા ભોગવતો હતો. એ શુદ્ધ ન્યાયના કાયદાને વશ થઇને વર્તનારી આ પ્રજાની અંદર સેંકડો મહાભારત કાર્યો થઇ ગયાં છે, એવો આપણી પાસે ઐતિહાસિક પૂરાવો છે. આ પૂર્વનો અથવા પ્રાચીન ન્યાય.

૫. પરંતુ હાલ જોકે આપણે પશ્ચિમના ન્યાયમાં બધી જ રીતે જકડાયા નથી, તોપણ આપણા ઉપર તેની ભારે અસર થઇ રહી છે. ઘણા નોકરોની દુઃખદાયક રાવ મેં ઘણી વાર સાંભળી છે. તેઓની પાસેથી વહેલી સવારથી તે રાત્રિના દશ દશ વાગ્યા સુધી કામ લેવામાં આવે છે. પરિણામે તેઓ નથી ધર્મધ્યાન કરી શક્તા, નથી પોતાનું શરીર સાચવી શક્તા અને નથી અભ્યાસને સારૂ વખત બચાવી શકતા. પ્રજાના નોકરવર્ગની આવી દયામણી સ્થિતિ જ્યાં હોય ત્યાં પ્રજાજીવન ખામીવાળું ગણાય. વેપારી અને નોકર વચ્ચેનો સંબંધ પિતા–પુત્રના સંબંધ જેવો અરસ્પરસ લાગણી અને વફાદારીવાળો હોવો જોઇએ. નોકરની લાગણી અને વફાદારીનું પરિણામ એ હોવું જોઇએ કે નોકર જરૂર પડ્યે પોતાના શેઠને સારૂ પોતાનો વહાલો જાન બક્ષે, હંમેશાં શેઠ પ્રત્યે પ્રામાણિક રહે. શેઠની વફાદારી નોકર ઉપર દયા રાખવામાં, તેના આરોગ્યનું રક્ષણ કરવામાં અને તેની આર્થિક સ્થિતિ સુધારવામાં રહેલી છે. આવી અરસ્પરસ ફરજ જ્યાં સમજવામાં આવે, ત્યાં પરિણામ ઘણાં સુંદર જોવામાં આવે. આ બાબતમાં આપણે અંગ્રેજોની નકલ સારી રીતે કરી શકીએ છીએ. સામાન્ય રીતે નોકરોને કામ કરવાના અમુક કલાક જ

હોય છે, અને તે એટલા ઓછા પ્રમાણમાં હોય છે કે જેથી નોકરોને પોતાના ઘરકાર્ય સારૂ, વ્યાયામ સારૂ અને જો તે ધાર્મિક વૃત્તિનો હોય તો ધર્મધ્યાનાદિ સારૂ તેને વખત રહે છે. જેટલું કામ અંગ્રેજ શેઠ પોતાના નોકર પાસેથી આઠ કલાકમાં લે છે, તેટલું ઘણી વેળા આપણા શેઠો પોતાના નોકર પાસેથી સોળ કલાકમાં યે નથી લઇ શકતા.

૭. શેઠોની આગળ તેમના સ્વાર્થનો પ્રશ્ન મૂકવા ઇચ્છું છું. નોકરોની પાસેથી દશ કલાક, બાર કલાક કે ચૌદ કલાક કામ લેવામાં તેમને પણ અટવાઇ રહેવું પડે છે. આપણે કંઇ આખો દહાડો આપણા વેપારનો જ વિચાર કરવાને જન્મ્યા નથી. વેપાર એ એક સાધન છે. તે સાધ્ય બની આપણી ઉપર સવારી કરે છે, ત્યારે આપણે ગુલામ બનીએ છીએ. આ દશામાંથી વેળાસર છૂટવું એ વેપારીની ફરજ છે.

૮. જ્યાં પ્રજાજીવનમાં નિર્દોષ આનંદ મેળવવાનો વખત નથી કે મેળવવાનાં સાધનો નથી, ત્યાં પ્રજા ઘસાય છે. જેમ મનુષ્યને નિદ્રાની જરૂર છે, તેમ જ વ્યાપારાદિ ચિંતાઓમાંથી મુક્ત રહી ઘડીભર બાળકની જેમ વિનોદ કરવાની અને નિશ્ચિંત થવાની પણ જરૂર છે. તેમ થાય તો પ્રજા નિત્ય નવજીવન પામે અને જેમ હંમેશાંનો અરુણોદય આપણને તાજો જ લાગે છે, તેમ પ્રજાજીવન પણ જ્યાં નિર્દોષ આનંદો મળવાનાં સાધન અને સમય રહ્યાં છે, ત્યાં નિસ્તેજ અને કરમાયેલું દેખાવાને બદલે તેજસ્વી અને પ્રફુલ્લિત લાગશે.

૮. તેઓ પોતાના નોકરો–પછી તે મહેતા હો કે દરવાન–પર રહેમ નજર રાખે અને વિવેક વાપરે. પણ માત્ર શેઠનો જ વાંક હશે ? ગુલામીમાં ગુલામોનો હિસ્સો પણ હંમેશાં ઓછો નથી હોતો. નોકરની વફાદારી તેના પ્રામાણિકપણામાં અને તેના ઉદ્યોગમાં છે. તે અયોગ્ય વર્તણુકની બરદાસ કરવા બંધાયેલો નથી. નોકરો એટલા હતાશ થયેલા જોવામાં આવે છે કે નોકરીને પોતાનું સર્વસ્વ ગણે છે. આવી લાચારીમાંથી નિકળી જવાની તેઓની ફરજ છે. હું માનું છું કે જ્યાં મનુષ્ય પ્રામાણિકપણે ઉદ્યોગ કરવા ઇચ્છે છે, જેનું શરીર સારૂં છે અને જેને મજુરી કરતાં શરમ નથી લાગતી તેને પોતાની આજીવિકા મળવામાં મુશ્કેલી હોતી જ નથી. દેશની અનેક ચળવળો સાચા અને ઉદ્યમી લોકોને અભાવે ઢીલી રહે છે. તેમાં નોકરિયાત

મનુષ્યોનો સમાવેશ થઇ શકે છે. એટલે નોકરવર્ગને દીન બની જવાને બદલે ટટાર થવાની સલાહ હું આપું છું. જ્યાં અપમાન થાય, જ્યાં અતિ વેઠ કરવી પડતી હોય, જ્યાં પોતાનું શરીર ઘસાઇ જતું હોય, ત્યાં તેઓએ નોકરી કરવાની કશી આવશ્યકતા નથી. પ્રજાજીવન આગળ વધે તેના પહેલાં અસંખ્ય સ્ત્રીપુરુષોને સ્વમાનનું ભાન થવાની જરૂર છે.

૯. પશ્ચિમમાં પૂર્વના ન્યાય કરતાં ઉલટું વર્તી રહ્યું છે. પશ્ચિમના બધા માણસોને આ આધુનિક ન્યાય ગમે છે એમ નથી માનવાનું. પશ્ચિમમાં એવા ઘણા સાધુ પુરુષો પડ્યા છે કે જેઓ પ્રાચીન ધોરણને સ્વીકારીને પોતાનું નિર્દોષ જીવન ગૂજારે છે. છતાં પશ્ચિમની પ્રધાન પ્રવૃત્તિમાં હાલ લાગણીને કે દયાને જરા ય અવકાશ નથી. શેઠ પોતાની સગવડ પ્રમાણે પગારનું ધોરણ રાખે એ ન્યાય ગણાય છે. સામાની હાજતનો વિચાર કરવાની જરૂર ગણાતી જ નથી. મજુર પોતાની ઇચ્છા પ્રમાણે શેઠના ધંધાનો વિચાર કર્યા વિના માગી શકે છે અને એ ઇન્સાફ ગણાય છે. સૌએ પોતપોતાનું સંભાળી લેવું અને બીજાઓ તેઓનો વિચાર કરવા બંધાયલા નથી એ ઇન્સાફ ગણાય છે.

૧૦. એ ધોરણે જ યુરોપમાં હમણાં થયેલી લડાઇ ચાલી હતી. એ ધોરણમાં શત્રુને ગમે તે પ્રકારે વશ કરવામાં મર્યાદાની જરૂર નથી જણાતી. પ્રાચીન સમયમાં પણ આવાં યુદ્ધ તો થયાં હશે, પણ તેમાં પ્રજા સંડોવાતી ન હતી. આ અઘોર ન્યાય આપણે હિંદુસ્થાનમાં દાખલ ન કરીએ એ ઇચ્છવા જેવું છે.

૧૧. દક્ષિણ આફ્રિકા એક મહાન્ અંગ્રેજી સંસ્થાન છે. ત્યાં ગોરા લોકોનો વસવાટ ચારસેં વર્ષથી ચાલે છે. તેઓને સ્વરાજ્યની સત્તા છે. ત્યાંની રેલ્વેમાં ઘણા ગોરા મજુરો છે. આ મજુરોને પોતાના પગાર વિષે ગેરઇન્સાફ થતો હતો. પણ તે ગોરા મજુરોએ માત્ર પોતાના પગારનો વિચાર કરવાને બદલે આખી રાજ્યસત્તા લેવાનો વિચાર કર્યો. આ ગેરઇન્સાફ હતો. રાક્ષસી ન્યાય હતો.

૧૨. આને પરિણામે સરકાર તથા મજુરો વચ્ચે ઝેર વધ્યું અને દક્ષિણ આફ્રિકામાં ચોમેર ભય ફેલાયો. કોઇને પોતાનું સહિસલામત નહિ જણાયું. છેવટે ધોળે દહાડે બંને પક્ષ વચ્ચે મારામારી પણ થઇ, અને

કેટલાક નિર્દોષ માણસ માર્યા ગયા, ચારેમેર લશ્કરી સિપાઇ ફરી વળ્યા. બંનેએ ખૂબ ગૂમાવ્યું. બંનેનો વિચાર એકબીજાને હરાવવાનો હતો. કોઇને શુદ્ધ ઇન્સાફની ગરજ ન હતી. બંને એકબીજાની વાતો વધારીને કરતા હતા. પરસ્પરની લાગણીની દરકાર એકે પક્ષને ન હતી.

૧૩. આમ ચાલતું હતું તે જ વેળા આપણા મજુરો શુદ્ધ ન્યાય જાળવતા હતા. જ્યારે ઉપરની હડતાળ પડી ત્યારે ૨૦,૦૦૦ હિંદી મજુરોની હડતાળ જારી હતી. ત્યાંની સરકાર સામે આપણે શુદ્ધ ન્યાયને સારૂ લડતા હતા. આપણા મજુરોનું હથિયાર સત્યાગ્રહ હતું. તેઓને સરકારને પદભ્રષ્ટ કરવાનો લોભ ન હતો. તેઓની હડતાળનો લાભ ઉપરના ગોરા લેવા ચહાતા હતા. આપણા મજુરોએ તેમ કરવા ના પાડી. તેઓએ કહ્યું: ' અમારી લડત તો સત્યાગ્રહની છે, અમે સરકારને કનડવા નથી લડતા, એટલે તમે લડો છો તે દરમિયાન અમે અમારી લડત મોકુફ રાખીશું. '

૧૪. આમ કહી આપણા મજુરોએ હડતાળ બંધ કરી. આને આપણે શુદ્ધ ન્યાય કહીએ. છેવટે આપણા મજુરોની જીત થઇ અને તેમાં સરકારને પણ જશ મળ્યો, કેમકે આપણી માગણી સ્વીકારવામાં ન્યાય હતો. આપણા મજુરોએ લાગણીને સ્થાન આપ્યું, સામેનાની ભીડનો તેઓએ લાભ ન લીધો. લડાઇને અંતે સરકાર તથા પ્રજા વચ્ચે વેર વધવાને બદલે પ્રેમભાવ વધ્યો, આપણું માન વધ્યું. આમ શુદ્ધ ન્યાયથી થયેલી લડત બંને પક્ષને લાભદાયી નિવડે છે.

૧૫. પોતાનું બળ સમજીને, માલિકોનો વિચાર કર્યા વિના જ્યારે મજુરો માગણી કરે, ત્યારે તેઓએ આધુનિક રાક્ષસી ન્યાય સ્વીકાર્યો ગણાય. માલિકો મજુરની માગણી ઉપર ધ્યાન ન દે તેમાં તેઓ અજાણ્યે અને ભૂલથી પણ રાક્ષસી ન્યાય સ્વીકારે છે. મજુરની સામે માલિકોની એકત્રતા એ કીડીઓની સામે હાથીઓનું મંડળ ઉભું કરવા બરોબર છે. ધર્મનો વિચાર કરતાં માલિકોએ મજુરોની સામે થતાં થરથરવું જોઇએ. મજુરોનો ભૂખમરો એ માલિકોનો લાગ છે, એ ન્યાય હિન્દુસ્થાનમાં પૂર્વે માણસોએ જ્ઞાનપૂર્વક સ્વીકાર્યો હોય એમ જણાતું નથી.

૧૬. જે ન્યાયની અંદર કોઇને નુકસાન થાય નહિ એ જ ન્યાય હોય. માલિકો મજુરોને નમાવવામાં, તેઓને હઠપૂર્વક ઓછું આપવામાં, કદિ પોતાની જીત સમજશે નહિ. આ પશ્ચિમનો વાયરો જેટલા ઝપાટાથી વાયો છે તેટલા વેગથી વિખરાઇ જશે. વિખરાય કે ન વિખરાય, પણ મજુરોને હાલ પશ્ચિમમાં ચાલતી પ્રવૃત્તિ શીખવવી નથી. તેઓને આપણા દેશનો જૂનો ન્યાય, જેવો આપણે જાણ્યો છે તેવો ન્યાય પાળી પળાવી તેઓનો હક્ક સાબિત કરવામાં મદદ કરવી જોઇએ.

# ૪. હિંદની આર્થિક સ્વતંત્રતા.

૧. અર્થશાસ્ત્રનાં પુસ્તકોમાં નોંધાયેલા કાયદા કંઇ વેદવાક્ય નથી કે તેની સામે વાંધો જ ન ઉઠે. તેમ તે કાયદાઓ બધે સ્થળે લાગુ પડનારા પણ નથી. ઇંગ્લાંડની આર્થિક સ્થિતિ જર્મની કરતાં જૂદી છે. ગાજરમાંથી કહાડેલી ખાંડના વેપારને ખૂબ ખીલવીને જર્મની તવંગર બન્યું છે. ઇંગ્લાંડ પરદેશી બજારો કબજે કરીને તવંગર બન્યું છે. ખોબા જેવડા દેશમાં જે બની શકયું તે ૧૯૦૦ માઇલ લંબાઇ અને ૧૫૦૦ માઇલ પહોળાઇવાળા વિશાળ ખંડમાં બનવું અશક્ય નથી. કોઇ પણ દેશની આર્થિક સ્થિતિનો આધાર ત્યાંની ઋતુઓના ફેરફાર પર, જમીનની જાત પર અને હવા–પાણી પર હોય છે. આ દરેક બાબતમાં હિંદુસ્થાનની પરિસ્થિતિ ઇંગ્લાંડથી જૂદી છે. ઇંગ્લાંડને માટે જે સાકર જેવું તેનું ઘણું યે હિંદુસ્થાનને માટે ઝેર સમું હોય છે. ગોમાંસની ચ્હા ઇંગ્લાંડની ઠંડી હવામાં સારી હશે, પણ ધાર્મિક હિંદની ગરમ હવામાં તો એ ઝેર જ છે. વ્હીસ્કીનો તેજ દારૂ બ્રિટિશ ટાપુઓના ઉત્તર પ્રદેશમાં જરૂરિયાતની ચીજ હોઇ શકે, પણ હિંદીને તો તે કામ માટે કે વસ્તીમાં રહેવા માટે સાવ નાલાયક બનાવી મૂકે છે. રૂંછાળા ડગલા વગર સ્કૉટલાંડમાં નહિ ચાલતું હોય, પણ હિંદુસ્થાનમાં તો તે કેવળ અસહ્ય બોજો છે. વેપારની છૂટ એ એવા દેશને માટે અર્થશાસ્ત્રની દૃષ્ટિએ લાભદાયક વસ્તુ હોઇ શકે ( તે નીતિસંગત કેટલે અંશે છે એ વિષે તો મને અલબત્ત શક છે ) કે જે દેશ આખો જ ઉદ્યોગમય બની ગયો છે, જેના લોકોને શહેરમાં વસવું ફાવી ગયું છે અને વસતા થયા છે જેના લોકોને બીજી પ્રજાઓને ચૂસી લેવામાં કોઇ જાતનો બાધ નડતો નથી, અને તેથી પોતાનો કુદરત વિરુદ્ધનો વેપાર ટકાવી રાખવા સારૂ દરિયાઇ લશ્કર રાખે છે. આવી વેપારની છૂટે હિંદનું તો નખ્ખોદ વાળ્યું છે અને તેને પરાધીનતામાં જકડી રાખ્યું છે.

૨. ઈંગ્લાંડના આપણી સાથેના વેપારમાં એક પ્રકારનો બળાત્કાર રહ્યો છે. આપણા વેપારમાં એ કદાચ ન હોય. પરદેશ સાથેનો આપણો વેપાર* એ અલગ અને નાજુક વિષય છે. ત્રણ વસ્તુ વિષે સંદેહ નથી. અફીણનો વેપાર એ કેવળ અનીતિમય છે. તેમાં હિંદી સરકારે જે અનીતિ કરી છે તેમાં આપણે પૂરો ભાગ લીધો છે. ચીનને નુકસાન કરવાનું પાપ આપણે શિર રહી જ જશે. હિંદુસ્થાનની હાજતો પૂરી ન પડે ત્યાંસુધી અનાજ અને રૂ બહાર ન જ જવાં જોઈએ. તેને બદલે આપણું ઘણું અનાજ લડાઈ સમયે મોકલવામાં આવ્યું. રૂ વિષે તો આપણો ગુન્હો કેટલો મોટો થયો છે, તેની હજુ હવે પછી વધારે ખબર પડશે.

૩. હિંદુસ્થાનના ઉદ્યોગો ખીલવવાના શક પડતા લાભોની ખાતર ગરીબોને ઘરબાર વગરના કરી મૂકવામાં રહેલાં દુષ્પરિણામ કલ્પી કલ્પીને હું થરથરૂં છું. છતાં મારી શ્રદ્ધા છે કે આ એક ઉડતો ચેપ જ માત્ર છે. તમારી કુદરતી અગમચેતી તમને આવાં સાહસોમાં રહેલો આપઘાત વગરવિલંબે દેખાડી દેશે. તમારી તીક્ષ્ણબુદ્ધિ તમને કહી દેશે કે હિંદને જે જરૂરી છે તે તેનું ધન થોડાક મૂડીવાળાઓના હાથમાં એકઠું થાય એ નથી, પણ એ ધન હિંદુસ્થાનનાં સાડા સાત લાખ ગામડાંમાં વહેંચાઈ જાય અને ૧૯૦૦ માઈલ લાંબા અને ૧૫૦૦ માઈલ પહોળા આ ભરતખંડમાં કોઈ ભૂખ્યું ન સૂએ એ છે.

૪. હિંદુસ્થાનના આર્થિક સ્વાતંત્ર્યનો આધાર રેંટિયા અને હાથસાળ પર રહેલો છે. જ્યાં આર્થિક સ્વતંત્રતા નથી, ત્યાં બીજી સ્વતંત્રતાની આશા જ ફોકટ છે, અથવા તે સ્વતંત્રતા મેળવવાને સારૂ ઈંગ્લાંડની જેમ ઉંધા ખેપ ખેડવા જોઈએ. મારી માન્યતા નીચેના મુદ્દાઓ ઉપર ખડી થઈ છે:—

(૧) સ્વદેશીની પ્રવૃત્તિનો હેતુ એ છે કે તેનાથી મરજ્યાત અટકાયત દ્વારા જકાતની ગરજ સારવી.

(૨) પણ તે એવી રીતે ચલાવવાની કલ્પના છે કે તેનાથી મૂડીવાળાને હદ બહારનો નફો પણ ન મળે, તેમ ખરીદનાર પ્રજાને ખોટ પણ ન જાય. ફેરફાર દરમિયાનની ટૂંક મુદતમાં—ફેરફાર નવો

* વધુ માટે જૂઓ પરિશિષ્ટ ક

નવો થઇ રહ્યો છે ત્યાંસુધી–દેશી બનાવટોના ભાવ ચડી જાય ખરા; અને અત્યારે ચડયા પણ છે જ. પરંતુ એવું થોડો વખત જ રહેવાનું, કેમકે ખરીદનાર વર્ગનો મોટો ભાગ તો પોતે પોતાનો કારીગર બન્યો હશે, એટલે કે પોતાને જોઇતું કાપડ પોતે જ બનાવી લેતો હશે. જેમ ઘરમાં રંધાતુ અન્ન મોંઘું પડતું નથી અને વીશીનો ખોરાક તેની ગરજ સારી શકતો નથી, તેમ કપડું પણ ઘરખૂણે કંતાય અને વણાય તો મોંઘું ન જ પડે. પચીસ કરોડથી વધારે પ્રજા પોતાના ખપજોગું સૂતર કાંતી લેશે અને તે સૂતરને પોતાના જ ગામના વણકરો પાસે વણાવી લેશે. આટલી પ્રજા પોતાના ગામને વળગીને જ રહેનારી છે, અને વર્ષમાં ઓછામાં ઓછા ચાર મહિના તો તેમને નવરાશના મળે જ છે. એ નવરાશના દહાડામાં જો તેઓ સૂતર કાંતે અને તે વણાવીને પહેરે ઓઢે, તો તેમની ખાદીની સાથે મીલનું કપડું કોઇ કાળે હરિફાઇમાં ટકી ન શકે. આ રીતે બનેલું કપડું તેમને સસ્તામાં સસ્તું પડ્યું હશે. બાકીના લોકો કદાચ આ ક્રિયામાં ભાગ નહિ લે તો તેમને જોઇતું કાપડ પણ આ પચીસ કરોડે ખપ કરતાં જે થોડું વધારે પેદા કર્યું હશે તેમાંથી જ મળી રહેશે.

(૩) હિન્દુસ્થાનની મીલોમાં બનતા માલ સાથે હરિફાઇ કરે તેવા માલ કરતાં હારફાઈ વગરનો માલ જ વધારે આયાત થાય છે એ સાચું છે. પણ મેં સૂચવેલી યોજનામાં એ સવાલ જ ઉભો થતો નથી, કારણકે મૂળ મુદ્દો બીજા દેશો જોડે વેપારી બરોબરી કરવી એ નથી, પણ પ્રજાના નવરાશના વખતનો ઉપયોગ કરી લેવો અને આવા કુદરતી પગલાંથી દહાડે દહાડે વધતું જતું દારિદ્ર ટાળવું એ છે.

(૪) હું બતાવી ચૂકયો છું કે બહિષ્કારને પરિણામે આખરે કાપડના ભાવમાં વધારો નહિ થાય.

(૫) જે જાતનો બહિષ્કાર સૂચવાયો છે તે જોગવાઇ અને ઉપાડના કાયદા વિરુદ્ધ નથી, કેમકે ખપ પૂરતું પેદા કરીને આ બહિષ્કાર એ કાયદામાંથી છૂટી જાય છે. જે લોકોને ઝીણું કાપડ વાપરવાની આદત પડી ગઈ છે અને જેઓ ચિત્રવિચિત્ર ભાતીગળ કપડાંના શોખીન

બન્યા છે, તેવાઓની રુચિમાં-કળાની દૃષ્ટિમાં-આ પ્રવૃત્તિને અંગે પરિવર્તન થવાની જરૂર તો છે જ.

(૬) હાથકંતામણનો નાશ ખાસ યોજનાપૂર્વક કરવામાં આવ્યો છે. ઇસ્ટ ઇંડિયા કંપનીના માણસોએ તદ્દન જંગલી રીતે તેનો નાશ કરેલો છે. ગમે તેટલી યાંત્રિક શોધખોળ પણ આ રાષ્ટ્રીય કળા અને ઉદ્યોગને ડુબાડી ન શકત. પદ્ધતિસર અને જાણીબૂઝીને જે ઘાતકી ઇલાજો તેને નિર્મૂળ કરવા સારૂ યોજાયા તેનાથી જ તેનો નાશ થયો છે.

(૭) કપાસની ખેતીમાં થયેલા બગાડને માટે હું હિન્દી ખેડુતને જવાબદાર ગણી શકતો નથી. હાથકંતામણ ગયું તેની સાથે જ સારૂં રૂ ઉપજાવવાની લાલચ પણ ગઇ. રાજ્ય તરફથી ખેડુતની દરકાર જ રાખવામાં આવી નથી.

(૮) હું અભિમાનપૂર્વક ધારૂં છું કે મારી પ્રવૃત્તિથી રૂની જાત સુધારવા તરફ ખેડુતોનું ધ્યાન દોરાતું થયું છે. પ્રજાની કળાવૃત્તિ તરફથી બારીક સૂતર માટે આગ્રહપૂર્વક માગણી ચાલુ રહેશે. અને તેને માટે લાંબા તારવાળું રૂ હોય તો જ ચાલે. કપાસનું વાવેતર એકલું જ હિન્દુસ્થાનની ગરીબાઇ મટાડી નહિ શકે, કેમકે જે વખત પ્રજાને પરાણે આળસમાં ગૂમાવી દેવો પડે છે તેનો સવાલ તોપણ તેમ ને તેમ રહી જાય છે.

(૯) આ દેશના દારિદ્ર દુઃખના પ્રશ્નનો ઉકેલ અસંત સ્વાભાવિક રીતે, સહેલાઇથી, બહુ ખર્ચમાં ઉતર્યા વિના અને વહેવારની રીતે લાવી આપવાનું માન રેંટિયાને જ મળવાનું છે, એ મારો દાવો છે.

૫. રેંટિયો નિરુપયોગી તો નથી જ, પણ તે દરેક ઘરની આવશ્યક અને જેના વિના ન ચલાવી શકાય તેવી ઘરવખરી છે. દેશની બરકતનું અને દેશની મુક્તિનું તે ચિહ્ન છે. દુનિયાના દેશોને દ્વેષનો નહિ પણ પ્રીતિનો અને સ્વાશ્રયનો સંદેશો તેના મીઠા ગંભીર સૂરથી તે સંભળાવે છે. જગતની શાંતિમાં ભંગાણ પાડનાર દરિયાઈ કાફલાના અંગરક્ષકની તેને જરૂર નથી. કરોડોના એક એટલા દૃઢ નિશ્ચયની જ તેને જરૂર છે કે અમારા જ ઘરમાં આજે જેમ અમે અમારા કુટુંબ માટે અન્ન રાંધી લઇએ છીએ, તેમ અમારા

જ ઘરમાં અમે અમારા કુટુંબને માટે સૂતર કાંતી લઈશું. મારી ઘણી ભૂલચૂકો માટે હું ભવિષ્યની પ્રજાના શાપને પાત્ર ભલે હોઉં, પણ રેંટિયાને સજીવન કરવાની સલાહ આપવા સારૂ તો તેઓ મને આશિષ જ આપશે એવો મારો અચળ વિશ્વાસ છે. એના ઉપર મારૂં સર્વસ્વ હું વારી જાઉં છું, કેમકે રેંટિયાને આંટે આંટે શાંતિના, પ્રીતિના અને બંધુભાવના તાર કંતાય છે. અને એ સાથે જ જેમ તેના નાશથી હિંદની ગુલામી આવી, તેમ તેનું સ્વેચ્છાપૂર્વક પુનર્જીવન હિંદુસ્થાનને મુક્તિ પણ આપશે જ.

૬. સ્વપ્નસૃષ્ટિમાં વિહાર કરતો સુધારક એમ કહે છે કે 'મને જવાબદાર રાજ્યતંત્ર' મળે, ત્યાંસુધી રાહ જૂઓ. પછી હું હિન્દુસ્થાનના ઉદ્યોગનું રક્ષણ કરીશ. પછી આપણી સ્ત્રીઓને કાંતવું નહિ પડે, અને આપણા વણકરને વણવું નહિ પડે. ખુદ મોટા વિચારકો ખરેખર આવું બોલ્યા છે. હું એમ કહેવાની હિંમત ધરૂં છું કે આ સંબંધમાં બેવડી ભૂલથાપ થાય છે. એક તો એ કે ઉદ્યોગનો બચાવ કરવાને હિન્દુસ્થાન જકાતની રાહ જોઇ શકે એમ નથી; અને એવા બચાવથી કાપડની કિંમત કાંઇ ઘટવાની નથી. બીજું એ કે એકલા રક્ષણથી જ કાંઇ ભૂખે મરતા લાખો લોકોને ફાયદો થાય એમ નથી. કાંતવાનો ઉદ્યોગ ફરીથી ચાલુ કરીને તેમને તેમાં જોડ્યાથી જ તેઓ પોતાની આવકમાં ઉમેરો કરી શકે તેમ છે, અને તેમ તેઓ કરી શકે એમાં જ તેમને મદદ કરી શકાય એમ છે. એટલે આપણે ત્યાં દેશી ઉદ્યોગોના રક્ષણ માટે જકાત હો કે ન હો, આપણે તો હાથે સૂતર કાંતવાનો ઉદ્યોગ ફરીથી જાગ્રત કરવો પડશે અને હાથવણાટને ઉત્તેજન આપવું પડશે.

૭. યુદ્ધ ચાલતું હતું ત્યારે અમેરિકા અને ઈંગ્લાંડમાં મળી શકે એટલા માણસોને વહાણો બાંધવા માટે રોકવામાં આવતા, અને એ લોકો પણ વહાણો અજબ ઝડપથી બાંધતા. મારૂં ચાલે તો હું હાથમાં આવે એવા એકેએક સ્ત્રીપુરુષને કાંતતાં કે વણતાં શીખવાની ફરજ પાડું અને એની પાસે દરરોજ અમુક ઠરાવેલો વખત એ કામ કરાવું. હું શાળાકૉલેજોથી શરૂઆત કરૂં, કારણકે શાળાકૉલેજો વ્યવસ્થિત રીતે તૈયાર કરેલી સંસ્થાઓ હોય છે. એને નવી તાલીમ આપવાપણું રહેતું નથી.

૮. મીલોના વધારાથી આ પ્રશ્નનો ફડચો આવી શકે એમ નથી. જે આર્થિક સ્રાવ થાય છે એને પહોંચી વળવાને એને ઘણો જ લાંબો કાળ

લાગશે, અને વળી મીલોથી આપણાં ઘરોમાં સાઠ કરોડની વહેંચણી નહિ થાય. મીલોથી માત્ર દ્રવ્ય અને મજુરી એક ઠેકાણે જમા થશે અને એ રીતે આટલો ગોટાળો તો છે તે વળી પૂરો થશે.

૯. કાપડ બાદ કરતાં બીજી વસ્તુઓમાં પરદેશી ખાંડ આપણો બહુ પૈસો એટલે લગભગ ૧૭ કરોડ રૂપિયા બહાર ઘસડી જાય છે. મારી મહત્ત્વાકાંક્ષા તો એ છે કે જો આપણે પરદેશી કાપડને દેશમાં ન આવવા દેવાના મહાપ્રયાસમાં સફળ થઇએ, તો તેમાં મેળવેલી સફળતા અને તે પ્રયાસથી ઉત્પન્ન થયેલો ઉત્સાહ આપણને બીજી વિદેશી વસ્તુઓ જે આપણા દેશમાં આપણે પેદા કરી શકીએ તેનો ત્યાગ જરૂર કરાવશે જ.

# ૫. સહકારનું મૂળ નીતિ.

૧. સહકારની પ્રવૃત્તિનો આધાર તેમ જ સાધન નીતિમય હોવાં જોઇએ. તે વિના જે માણસોને લાભ કરવા એ પ્રવૃત્તિ હાથ ધરવામાં આવે તેઓને જ તે ભારે હાનિ પહોંચાડે એવો ભય રહે છે. આપણા વડિલોએ એક એવું સુંદર બંધારણ રચ્યું છે કે જે અનેક યુગો થયાં ટકી રહ્યું છે. તેમાં એવી તજવીજ કરવામાં આવી છે કે અતિશયતાનું નિવારણ આપોઆપ થઇ જાય છે. અત્યારે જે છે તેમાં દોષો જણાય તો તે દોષોને અવશ્ય દૂર કરો, અને જો આખું બંધારણ જ સડેલું જણાય, તો તેનો પણ તમે ભલે નાશ કરો, પરંતુ તેમ કરવા પહેલાં ખાત્રી કરી જોશો કે તે તેવું જ છે.

૨. હું મારા પોતાના અનુભવ ઉપરથી જ એક દૃષ્ટાંત આપીશ. સહકારના નિયમને અનુસરતી એવી એક બેંક હતી. તે દરરોજ લગભગ નવ લાખ રૂપિયાની આપ-લે કરતી હતી. ઉછીનું લેનારને ઠીક રીતે વ્યાજના ઓછા દરે ધીરધાર કરવામાં આવતું. પરંતુ તેઓ આ બેંકને સાવ અધીન થઇ પડ્યા હતા. તેઓને પોતાનો પાક અન્યના કહેવા પ્રમાણે તૈયાર કરવો પડતો, અને બેંકે ઠરાવેલા દરે વેચવો પડતો. જો આને સહકાર કહેવામાં આવે તો મને તે ઇષ્ટ નથી. તેને નીતિનો આધાર નથી, અને તેમાં ઉધાર લેનારનું બૂરું સમાયલું છે. લાભ કરવાનો આડંબર કરનારના કરતાં જૂનો મહાજન વધારે ઇચ્છવાજોગ છે.

૩. દક્ષિણ આફ્રિકામાં બેંકો સાથે લેવડદેવડ કરનાર એવા સેંકડો માણસોના પરિચયમાં હું પચીસ વર્ષ સુધી આવ્યો છું. આ અનુભવના આધારે મેં એવો મત બાંધ્યો છે કે જે ડામીસી વધારે કરે છે તે બેંકોમાં પ્રતિષ્ઠા પણ વધારે ધરાવે છે. આ મત મેં વારંવાર જણાવ્યો છે અને મારામાં તો મક્કમ થઇ બેઠો છે. બેંકો તેના ચારિત્ર્યની કે નીતિની તપાસ કરતી નથી. તેઓને તો એટલું જ જોઇએ છે કે હુંડીઓ વખતસર

સ્વીકારવામાં આવે. જેમ સર્પ કોઇ વસ્તુ ઉપર વીંટાઇ જાય છે; તેમ ધીરધારની આ રીતિએ આપણી સુંદર પૃથ્વીને ઘેરી લીધી છે, અને જો આપણે ધ્યાન નહિ આપીએ તો એવી વકી છે કે તે આપણો પ્રાણ પણ હરી લે.

૪. આ રીતિને લઇને ઘણાં ઘરો પાયમાલ થયેલાં મેં જોયાં છે, અને આવી ધીરધારની રીતિને સહકારનું કે પછી બીજું કોઇ નામ આપવામાં આવે તો તેથી કંઇ વસ્તુસ્થિતિમાં ફેર પડતો નથી. આવા ઘાતક વ્યવહારથી યુરોપ અત્યારે જડમૂળથી ઉખડી જતું દેખાય છે, અને તે દેખાવ આપણે લાચારીથી જોઇ રહ્યા છીએ. જેની પાસે પૈસો વધારે તેનો યુદ્ધમાં તેમ અદાલતમાં જય અંતે થાય છે. આ વાત જેટલી અત્યારે ખરી પડે છે તેટલી પૂર્વે કદિ પણ નહોતી પડતી.

૫. ધીરધારની ચાલુ માન્યતા ઉપર મેં સૌથી વધારે ધ્યાન આપ્યું છે તે એમ બતાવવા માટે કે જેટલે અંશે સહકારની ચળવળ નીતિમય છે અને જેટલે અંશે તેના નેતા તરીકે માત્ર ધર્મભાવનાથી જ પ્રેરાયેલા પુરુષો છે તેટલે જ અંશે તે હિંદને આશીર્વાદ રૂપ નિવડી શકશે. એટલે આથી એમ સિદ્ધ થાય છે કે જે માણસો નીતિના ધોરણે ચાલવા ઇચ્છે છે, પરંતુ જેઓથી અસન્ત ગરીબાઇને લીધે અથવા મહાજનના ત્રાસને લઇને તેમ કરવું બની શકતું નથી, તેમને જ માટે સહકાર હોવો જોઇએ. થોડાં વ્યાજે નાણું મેળવી શકવાની સગવડ કરી આપવાથી નીતિભ્રષ્ટ કે અનીતિમાન્ પુરુષને નીતિમાન્ નહિ કરી શકાય. પરંતુ પરોપકારી પુરુષોનું ડહાપણ તો સન્માર્ગે જવા પ્રયત્ન કરનાર જનોને મદદ કરવામાં છે.

૬. સહકારની યોજના કંઇ નવી નથી. પોતાના પાકનો નાશ વાંદરાઓ અને પક્ષીઓ ન કરે એટલામાટે તેઓને ઢોલ વગાડી દૂર રાખવાનું કામ રૈયત સાથે મળીને કરે છે. તેઓ સહકારના નિયમે જ એક ખળાંનો ઉપયોગ કરે છે. મેં કેટલાક ખેડુતો એવા જોયા છે કે જેઓ પોતાનાં ઢોરનું રક્ષણ એક સાથે રહી કરવામાં એટલી હદ સુધી જાય છે કે ચરવા માટે પોતાની સરસમાં સરસ જમીન અલાયદી કહાડતાં અચકાતા નથી. તેઓ ઘણા લોભી મહાજનો સામે એકસંપથી થયેલા જણાયા છે. ગમે તેટલી સત્તાવાળો મહાજન હશે, છતાં જો તેની સત્તા આસુરી હશે, તો નીતિના તત્ત્વ ઉપર રચાયેલા સહકાર પાસે તેને અવશ્ય નમવું પડશે.

# સર્વોદયની ભૂમિકા.

૧. પશ્ચિમ દેશમાં સાધારણ રીતે એમ માનવામાં આવે છે કે વધારે માણસનું સુખ–તેઓનો ઉદય–એ વધારવાનું માણસનું કામ છે. સુખ એટલે માત્ર શારીરિક સુખ, પૈસાટકાનું સુખ એવો અર્થ કરવામાં આવે છે. એવું સુખ મેળવવામાં નીતિના નિયમોનો ભંગ થાય તેની ખાસ દરકાર કરવામાં આવતી નથી. તેમ જ વધારે માણસોનું સુખ જાળવવું એવો હેતુ રાખ્યો છે, તેથી જો થોડાને દુઃખ દઇને વધારેને સુખ અપાય તો તેમ કરવામાં હરકત છે એમ પશ્ચિમના લોકો માનતા નથી. એવું માનતા નથી તેનું પરિણામ આપણે પશ્ચિમના બધા મુલકોમાં જોઇએ છીએ.

૨. વધારે માણસનું શારીરિક અને પૈસાટકાનું સુખ હોય એ જ શોધવું એવો ખુદાઈ કાયદો નથી. જો તેટલું જ શોધવામાં આવે, અને નીતિના નિયમોનો ભંગ થાય તો તે ખુદાઇ કાયદાથી વિરુદ્ધ છે એવું કેટલાક પશ્ચિમના ડાહ્યા પુરુષોએ બતાવ્યું છે. તેમાં મહુર્મ જૉન રસ્કીન એ મુખ્ય હતો. તે અંગ્રેજ હતો. ઘણો જ વિદ્વાન્ માણસ હતો. તેણે હુન્નર કળા ચિતારકામ વિગેરે ઉપર સંખ્યાબંધ અને ઘણી સરસ કિતાબો લખી છે. નીતિના વિષયો ઉપર પણ તેણે ઘણું લખ્યું છે. તેમાંનું એક નાનું પુસ્તક Unto This Last છે. તેને તેણે પોતાનાં લખાણોમાંનું ઉત્તમ માન્યું છે. જ્યાં જ્યાં અંગ્રેજી બોલાય છે ત્યાં ત્યાં તે પુસ્તક બહુ વંચાય છે. તેમાં ઉપર બતાવ્યા છે તેવા વિચારોનું બહુ જ સરસ રીતે ખંડન કર્યું છે, અને બતાવી આપ્યું છે કે નીતિના નિયમો જાળવવામાં આમની બહેતરી છે.

૩. પશ્ચિમનાં ઘણાં ધોરણો ખરાબ છે એમાં શક નથી; અને ખરાબ છે તેથી દૂર રહેવાની જરૂર પણ સહુ કોઈ કબૂલ કરશે.

૪. હિંદીની સ્થિતિ દરેક ઠેકાણે અતિ દયામણી છે. આપણે પૈસો મેળવવાને સારૂ દેશાવર ખેડીએ છીએ. તેની ધૂનમાં નીતિને, ખુદાને ભૂલી

જઈએ છીએ. સ્વાર્થમાં મૂંઝાઈ–ગૂંથાઈ–જઈએ છીએ. પરિણામે પરદેશ વેઠવાથી લાભને બદલે ઘણો ગેરલાભ થાય છે, અથવા તો પરદેશ ખેડવાનો પૂરો લાભ મળતો નથી. સર્વ ધર્મને અંગે નીતિ તો રહેલી જ છે, પણ ધર્મનો વિચાર કર્યા વિના યે સાધારણ બુદ્ધિથી વિચારતાં નીતિ જાળવવી એ જરૂરનું છે. તેમાં સુખ છે એવું જૉન રસ્કીને બતાવ્યું છે. તેણે પશ્ચિમના લોકોની આંખ ખોલી છે, અને આજે તેના શિક્ષણના આધારે ઘણા ગોરાઓ પોતાનું વર્તન ચલાવે છે.

૫. સોક્રેટીસે* માણસને શું કરવું ઘટે છે તેનું થોડુંક દર્શન કરાવ્યું છે. તેણે જેવું કહ્યું તેવું જ કર્યું. તેના વિચારોનું લંબાણ એ રસ્કીનના વિચારો છે એમ કહી શકાય છે. સોક્રેટીસના વિચારો પ્રમાણે ચાલવા ઇચ્છનાર માણસે જૂદા જૂદા ધંધામાં કેમ વર્તવું જોઈએ તે રસ્કીને આબેહૂબ રીતે બતાવી આપ્યું છે. આ લેખો લખવાનો હેતુ સર્વનું કલ્યાણ–સર્વનો ઉદય–( માત્ર વધારેનો નહિ ) એવો હોવાથી આ લખાણને " સર્વોદય " એવું નામ આપ્યું છે.

* સોક્રેટીસ–( ઈ. સ. પૂ ૪૬૯—૩૦૯ ). ગ્રીસનો વિશ્વવિખ્યાત તત્ત્વજ્ઞાની. તેને પિતા શિલ્પશાસ્ત્રી હતો. લશ્કરમાં દાખલ થઈ જીવનની શરૂઆત કરી, પછી અભ્યાસ તરફ તેનું મન વળ્યું, અને લોકોને ધર્મ, નીતિ અને મનુષ્યજીવન પર વ્યાખ્યાનો આપવાનું શરૂ કર્યું કે તરત જ તેને લોકોમાં ભારે માન મળવા લાગ્યું અને તેથી તેનાં સાથીઓને અદેખાઈ આવી. લોકોમાં અધાર્મિક ભાવનાઓ ફેલાવવાનો આરોપ તે સાથીઓએ તેના પર મૂક્યો અને તેને મોતની સજા અપાવી. છેલ્લી ઘડીએ–આત્મા અમર છે–તેના પર વ્યાખ્યાન આપતાં ઝેરનો પ્યાલો પી ક્ષણભંગુર દેહનો તેણે ત્યાગ કર્યો.

# ૬. સાચનાં મૂળ.*

૧. માણુસો ઘણી ભૂલથાપ ખાય છે. પણ અરસ્પરસની લાગણીની અસરનો વિચાર કર્યા વિના માણુસો કેમ જાણે સંચાની માફક જ કામ કરતાં હોય નહિ એમ ધારી લઇ તેઓની વર્તણુકને સારૂ કાયદા ઘડવા એના જેવી બીજી મોટી ભૂલ એક જોવામાં આવતી નથી. અને એવી ભૂલ તે આપણને હીણુપત લગાડનારી ગણાય. જેમ બીજી ભૂલોમાં ઉપરટપકે જોતાં કંઇક સાચાનો આભાસ જોવામાં આવે છે, તેમ લૌકિક નિયમોને વિષે પણ જોવામાં આવે છે. લૌકિક નિયમ બાંધનારા કહે છે કે "અરસ્પરસ લાગણી એ તો અકસ્માત્ ગણવો, અને તેવી લાગણીને માણુસની સાધારણ પ્રકૃતિના ધોરણને ધક્કો પહોંચાડનાર ગણવી. પણ લોભ અને આગળ વધવાની ઇચ્છા એ તો હંમેશાં રહે છે. એટલે અકસ્માતને દૂર રાખીને માણુસને પૈસા એકઠા કરવાનો સંચો ગણીને, કેવી જાતની મજુરીથી અને કેવી લેવડદેવડથી માણુસ વધારેમાં વધારે દોલત એકઠી કરી શકે એ વિચારવાનું છે. આવા વિચારોને આધારે ધોરણ રચીને પછી એક બીજાની મરજીમાં આવે તેટલી અરસ્પરસ લાગણીનો ઉપયોગ કરી ભલે લૌકિક વ્યવહાર ચલાવાય."

૨. જો અરસ્પરસ લાગણીનું જોર લેવડદેવડના ધારાની જાતનું હોત તો ઉપરની દલીલ બરોબર ગણાત. માણુસની લાગણી એ અંતરનું બળ છે, લેવડદેવડના ધારા એ એક સંસારી નિયમ છે. એટલે બન્નેની જાત એક નથી. એક વસ્તુ અમુક દિશામાં જતી હોય અને તેની ઉપર એક તરફથી જાથુક જોર થતું હોય, અને બીજી તરફથી આકસ્મિક જોર થતું હોય, તો આપણે પહેલાં જાથુક જોરનું માપ કરીએ અને પછી આકસ્મિક જોરનું માપ કરીએ. બન્નેના તારણ ઉપરથી તે વસ્તુની ગતિનો નિશ્ચય આપણે કરી શકીશું. આમ આપણે કરી શકીએ છીએ તેનું કારણ

* અહિંથી 'સર્વોદય'ના લેખો શરૂ થાય છે.

એ કે આકસ્મિક અને જાથુકનાં જોર બન્ને એક જાતના છે. પણ માણસજાતના વ્યવહારમાં લેવડદેવડના જાથુક નિયમનું જોર અને અરસ્પરસ લાગણી રૂપી આકસ્મિક જોર એ બેની જાત જૂદી છે. લાગણી એ માણસની ઉપર જૂદા પ્રકારની અને જૂદી રીતે અસર કરે છે. તેથી માણસનું સ્વરૂપ બદલાઇ જાય છે, એટલે જેમ અમુક વસ્તુની ગતિની ઉપર જૂદા જૂદા જોરની અસર આપણે સરવાળા બાદબાકીના નિયમથી તપાસીએ તેમ લાગણીની અસરને આપણે તપાસી શકતા નથી. લેવડદેવડના ધારાનું જ્ઞાન તે માણસની લાગણીની અસર તપાસતી વેળા કંઇ કામમાં આવતું નથી.

૩. લૌકિક શાસ્ત્રના ધારા ખોટા છે એમ કહેવાનું કંઇ કારણ નથી. કસરતી શિક્ષક જો ધારે કે માણસને માત્ર માંસ જ છે અને હાડપિંજર નથી, અને પછી ધારા ઘડે તો ભલે તેના ધારા ખરા હોય; પણ તે ધારા હાડપિંજરવાળા માણસને લાગુ નહિ પડે. તેમ જ લૌકિક શાસ્ત્રના ધારા ખરા હોવા છતાં લાગણીથી બંધાયેલા માણસને લાગુ પડી શકતા નથી. કસરતબાજ કોઇ એમ કહે કે માણસના માંસને નોખું પાડી તેના દડા બનાવીએ, તેને લાંબુ કરી તેની દોરી બનાવીએ, પછી તે એમ પણ કહે કે તેમાં હાડપિંજર દાખલ કરીએ તો કેટલી હરકત આવશે. આવું બોલનારને આપણે ગાંડો કહીશું, કેમકે હાડપિંજરને માંસથી નોખું પાડીને કસરતના નિયમ ઘડી શકાશે નહિ. તેમ જ લૌકિક શાસ્ત્રના નિયમ માણસજાતની લાગણીને દૂર કરીને ઘડાય તો તે માણસને કામના નથી. છતાં હાલના લૌકિક વહેવાર બનાવનારા શાસ્ત્રીઓ પેલા કસરતી શિક્ષકની જેમ જ કરે છે. તેઓના હિસાબ પ્રમાણે માણસ શરીર-સંચો માત્ર છે અને તેમ ધારીને તેઓ નિયમ ઘડે છે. તેમાં જીવ છે એમ જાણે છે છતાં તેની ગણત્રી કરતા નથી. જેમાં જીવ-આત્મા-રૂહ પ્રધાન છે, મુખ્ય છે, તેવા માણસને આવું શાસ્ત્ર કેમ લાગુ પડી શકે ?

૪. અર્થશાસ્ત્ર એ શાસ્ત્ર નથી. તે નકામું છે એમ જ્યારે જ્યારે હડતાળો પડે છે ત્યારે આપણે દેખીતી રીતે જોઇ શકીએ છીએ. તેવે સમયે ધણીઓ એક વિચાર કરે છે, નોકરો બીજો કરે છે. લેવડદેવડના ધારા એકે આપણે લાગુ પાડી શકતા નથી. માણસો માથાફોડ કરી બતાવવા માગે

છે કે નોકર–શેઠના સ્વાર્થ એક જ દિશામાં હોય છે. તેમાંનું કંઇ તેઓ સમજતા નથી. હકીકત એમ છે કે એકબીજાનો દુન્યવી સ્વાર્થ એક જ ન હોય છતાં એકબીજાને કંઇ સમોવડિયા રહેવાની કે થવાની જરૂર નથી. એક ઘરમાં ભૂખમરો હોય. ઘરમાં મા અને તેનાં છોકરા હોય. બંનેને ભૂખ લાગી છે. આમાં બંનેનો–મા છોકરાંનો–ખાવામાં સામસામો સ્વાર્થ છે. મા ખાય તો છોકરાં ભૂખે મરે, અને છોકરાં ખાય તો મા ભૂખે રવડે. છતાં કંઇ મા અને છોકરા વચ્ચે અંતર નથી. મા વધારે જોરાવર હોવાથી પોતે રોટીનો ટુકડો ખાઇ જતી નથી. તે જ પ્રમાણે માણસો વચ્ચેના સંબંધમાં સમજવું ઘટે છે.

૫. કદાપિ એમ ધારીએ કે માણસો અને પશુઓમાં કંઇ તફાવત નથી. આપણે પશુઓની માફક એકબીજાના સ્વાર્થને સારૂ લડવું જ જોઇએ, તોપણ આપણે નિયમ બાંધીને કહી શકતા નથી કે શેઠ-નોકર વચ્ચે હંમેશાં અંતર રહે કે ન રહે. સ્થિતિ પ્રમાણે તે ભાવમાં ફેરફાર થયા કરે છે, જેમકે કામ સારૂં થવું જોઇએ અને કિંમત પૂરી મળવી જોઇએ એ તો બંનેનો સ્વાર્થ છે. પણ નફાનો ભાગ તપાસતાં એકને લાભ હોય અને બીજાને ગેરલાભ થાય એમ બની શકે છે. નોકરો માંદા અને નમાલા રહે એટલો દરમાયો આપવામાં શેઠનો સ્વાર્થ નથી સચવાતો, અને જો કારખાનું બરોબર ન ચાલી શકે તોપણ ભારે પગાર માગવો તેમાં નોકરનો સ્વાર્થ નથી સચવાતો. જો પોતાના સંચાનું પૈડું દુરસ્ત કરવાના પૈસા શેઠની પાસે ન હોય તો નોકરે પૂરો પગાર કે બિલકુલ પગાર માગવો એ દેખીતું ખરાબ ગણાય.

૬. એટલે આપણે જોઇએ છીએ કે આપ–લેના ધોરણ ઉપરથી કંઇ શાસ્ત્ર ઘટાવી શકીએ એ બનવાજોગ નથી. ઇશ્વરી નિયમ જ એવો છે કે પૈસાની વધઘટના ધોરણ ઉપર માણસોનો વ્યવહાર ન ચાલવો જોઇએ. તે વહેવારનો આધાર ન્યાયના ધોરણ ઉપર છે. એટલે માણસે સમય વર્તીને નીતિએ કે અનીતિએ પોતાનું કામ કઢાડવાનો વિચાર તદ્દન છોડવો જ જોઇએ. અમુક રીતે વર્તવાથી છેવટે શું થશે એ કોઇ માણસ હંમેશાં ભાખી શકતો નથી, પણ અમુક કામ ન્યાયી છે કે અન્યાયી એટલું તો આપણે ઘણે ભાગે હંમેશાં જાણી શકીએ છીએ. વળી આપણે એટલું પણ કહી શકીએ છીએ

કે નીતિમાર્ગે ચાલવાથી પરિણામ સારૂં જ આવવું જોઇએ. તે પરિણામ શું આવશે અથવા કેવી રીતે આવશે તે આપણે કહી શકતા નથી.

૭. નીતિ—ન્યાયના નિયમમાં અરસ્પરસની લાગણીનો સમાસ થઇ જાય છે; અને તે લાગણી ઉપર શેઠ—નોકરના સંબંધનો આધાર રહે છે. આપણે ધારી લઇએ કે શેઠ પોતાના નોકરની પાસેથી બને તેટલું વધારે કામ લેવા ઇચ્છે છે. નોકરને ઘડીની ફુરસદ નથી આપતો, તેઓને ઓછો પગાર આપે છે, તેઓને ભંડારીઆ જેવા ઘરમાં રાખે છે. ટૂંકામાં નોકરને માત્ર દેહ અને જીવ ભેળાં રાખી શકે એટલું જ આપે છે. આમ કરવામાં કોઇ કહેશે કે શેઠ કંઈ અન્યાય કરતો નથી. નોકરે અમુક પગારે પોતાનો આખો વખત શેઠને આપ્યો છે અને શેઠ તે લે છે. કામ કેવું આકરૂં લેવું તેની હદ બીજાઓને જોઇને શેઠ બાંધે છે. જો નોકરને વધારે સારો પગાર મળે તો બીજી નોકરી લેવાની તેને છૂટ છે. આને આપ—લેના ધારા ઘડનાર અર્થશાસ્ત્ર કહે છે. અને તેઓ જણાવે છે કે આમ જેટલું બને તેટલું કામ ઓછામાં ઓછા પૈસાથી કરાવતાં શેઠને લાભ મળે છે. છેવટે આખી કોમને લાભ મળે છે અને તેથી છેવટમાં નોકરને પણ લાભ મળે છે.

૮. વિચાર કરતાં આપણે જોઇશું કે આ વાત બરોબર નથી. જો નોકર એ એક યંત્ર કે સંચો હોત અને તેને ચલાવવાને અમુક જાતના જોરનું જ કામ હોત તો એ હિસાબ લાગુ પડત, પણ અહિં તો નોકરને ચલાવનારૂં જોર તેનો આત્મા છે. અને આત્માનું બળ તે અર્થશાસ્ત્રીઓના બધા નિયમોને ઉંધા વાળે છે અને તેને ખોટા પાડે છે. માણુસ રૂપી યંત્રમાં પૈસા રૂપી કોલસા ભરવાથી વધારેમાં વધારે કામ નહિ લઇ શકાય. તેનું સરસ કામ જયારે તેની લાગણી ઉશ્કેરવામાં આવશે, ત્યારે જ થશે. શેઠ—નોકર વચ્ચેની ગાંઠ પૈસાની નહિ પણ પ્રીતિની હોવી જોઇએ.

૯. સાધારણ રીતે એમ બને છે કે જયારે શેઠ હુશિયાર અને ઉત્સાહી હોય છે, ત્યારે દબાણથી નોકર ઘણે ભાગે પોતાનું કામ કરે છે. વળી એમ પણ બને છે કે જયારે શેઠ આળસુ અને નબળો હોય છે, ત્યારે નોકરનું કામ જોઇએ તેટલું નથી થતું. પણ ખરેખરો નિયમ તો એ છે કે હુશિયારીમાં એક સરખા બે શેઠ લઇશું અને નોકરો બંને એક સરખા લઇશું તો લાગણીવાળા શેઠનો નોકર લાગણી વિનાના શેઠના નોકર કરતાં વધારે અને સરસ કામ કરશે.

૧૦. કોઇ કહેશે કે એ નિયમ બરોબર નથી, કેમકે માયા અને મહેરબાનીનો બદલો ઘણી વેળા ઉલટો જ મળે છે અને નોકર માથે ચડે છે. પણ એવી દલીલ વ્યાજબી નથી. જે નોકર માયાના બદલામાં બેદરકારી બતાવે છે, તે નોકર જ્યારે તેની ઉપર સખ્તાઇ વાપરવામાં આવશે ત્યારે ખારીલો બનશે. ઉદાર દિલના શેઠ તરફ જે નોકર અપ્રામાણિક થશે તે નોકર અન્યાયી શેઠને નુકસાન પહોંચાડશે.

૧૧. એટલે દરેક વખતે અને દરેક માણુસની તરફ પરોપકારી નજર રાખવાથી સારૂં જ પરિણામ આવે છે. અહિં આપણે લાગણીનો એક જાતના જોર તરીકે જ વિચાર કરીએ છીએ. માયા એ સરસ છે તેથી હંમેશાં વાપરવી એ એક જૂદી જ વાત છે. તેનો આપણે અહિં વિચાર નથી કરતા. આપણે તો અહિં એટલું જ બતાવીએ છીએ કે અર્થશાસ્ત્રના જે સાધારણ નિયમો આપણે જોઇ ગયા તે બધાને માયા લાગણી રૂપી જોર બરબાદ કરે છે એટલું જ નહિ, પણ લાગણી એ એક જૂદા જ પ્રકારનું જોર હોવાથી અર્થશાસ્ત્રોના બીજા નિયમો સાથે નથી નભતું, પણ તે નિયમોને એક કોરે મૂકીને જ નભી શકે છે. જો શેઠ તાજવાશાહી હિસાબ કરે, અને બદલો મળવાના ઇરાદાથી જ માયા બતાવે તો તેને નિરાશ થવાનો સંભવ છે. માયા તે માયાને ખાતર જ બતાવાય, અને બદલો વગરમાગ્યે પોતાની મેળે જ આવે છે. કહેવાય છે કે આપ મેળવતાં આપે જ મરવું જોઇએ, અને આપને રાખતાં આપ જાય છે.

૧૨. પલટણુ અને તેના સરદારનો દાખલો લઇએ. જો કોઇ સરદાર અર્થશાસ્ત્રોના નિયમો લાગુ પાડીને પોતાની પલટણુના સિપાઇ પાસેથી કામ લેવાને માગશે તો ધારેલું કામ તે નહિ કરી શકે. ઘણા દાખલાઓમાં જોઇએ છીએ કે જે પલટણુનો સરદાર પોતાના સિપાઇના સંબંધમાં આવે છે, તેઓની સાથે માયાથી વર્તે છે, તેમના ભલાથી રીઝે છે, તેઓના દુઃખમાં ભાગ લે છે, તેઓના જાતની રખેવાળી કરે છે, ટૂંકામાં તેઓની તરફ લાગણી ધરાવે છે, તો સરદાર સિપાઇઓની પાસેથી ગમેતેવું અઘરૂં કામ હશે તે લઇ શકશે. ઐતિહાસિક દાખલા લેતાં આપણે જોઇએ છીએ કે જેમાં સિપાઇઓ સરદારને ચહાતા નથી, ત્યાં ભાગ્યે જ લડાઇ જીતાયેલી જોવામાં આવે છે. આમ સરદાર અને સિપાઇની વચ્ચે લાગણીનું જોર એ

ખરૂં જોર છે. તેમ લૂંટારાઓની ટોળીમાં પણ સરદારની લૂંટારૂની ટોળી પૂરી લાગણી ધરાવે છે, તેમ છતાં મીલો વિગેરે કારખાનામાં શેઠ–ચાકર વચ્ચે આવો ગાઢો સંબંધ આપણે જોતા નથી. તેનું એક કારણ તો એ છે કે આવાં કારખાનાઓમાં નોકરોના પગારનો આધાર લેવડદેવડના ધારાઓ ઉપર રહે છે. એટલે શેઠ–ચાકરની વચ્ચે માયા વર્તવાને બદલે અમાયા વર્તે છે, અને લાગણીને બદલે તેઓનો સંબંધ વિરોધી સમોવડિયા જેવો જોવામાં આવે છે. આપણે બે સવાલનો વિચાર કરવો રહ્યો.

૧૩. એક તો લેવડદેવડનો હિસાબ કર્યા વિના નોકરોનો પગાર કેટલે દરજ્જે ઠરાવી શકાય.

૧૪. બીજું એ કે જેમ જૂનાં કુટુંબોમાં નોકરો હોય છે અને શેઠ-નોકર વચ્ચે સંબંધ રહે છે અથવા તો પલટણમાં સરદાર–સિપાઈ વચ્ચે સંબંધ રહે છે તેમ જ કારખાનાંઓમાં નોકરોની અમુક સંખ્યા ગમેતેવો વખત આવે છતાં વધઘટ કર્યા વિના કેવી રીતે રાખી શકાય.

૧૫. પહેલા સવાલનો વિચાર કરીએ. અજાયબીની વાત છે કે અર્થશાસ્ત્રીઓ કારખાનાના કામદારોના પગારની હદ રાખી શકાય એવું કરતા જ નથી. આપણે જોઇએ છીએ કે ઇંગ્લાંડના વડા પ્રધાનના પદનું લિલામ કરીને વેચાણ કરતા નથી, છતાં પણ તે ગમેતેવો માણસ હોય તો યે તેને એક જ પગાર અપાય છે. તેમ જ જે ઓછામાં ઓછો પગાર લે એવા માણસને પાદરી બનાવતા નથી. એટલે વૈદ્ય વકીલોની સાથે પણ સાધારણ રીતે એવો સંબંધ રાખતા નથી. એટલે આપણે જોઇએ છીએ કે ઉપર મુજબના દાખલામાં આપણે અમુક હદ પ્રમાણે જ પગાર આપીએ છીએ. ત્યારે કોઈ કહેશે કે શું સારા અને ખરાબ મજુરને એક જ પગાર હોય ? હકીકતમાં તો એમ જ જોઇએ. પરિણામ એવું આવશે કે જેમ આપણે વૈદ્ય અથવા વકીલની એક જ ફી હોવાથી સારા વકીલ અથવા વૈદ્યની પાસે જઇશું,તેમ જ બધા મજુરોનો એક દર હોવાથી સારા કડીઆ કે સુતાર પાસે જ જઇશુ. સારા કામદારનું ઇનામ એ જ કે તેને પસંદ કરવામાં આવશે. એટલે કુદરતી અને ખરો નિયમ એ જ થયો કે બધા વર્ગોમાં તે તે વર્ગોના કામના આધારે પગારની હદ બાંધવી જોઇએ. જ્યાં આવડત વગરનો માણસ ઓછો દરમાયો લઇને શેઠોને ભૂલાવામાં નાખી શકે છે, ત્યાં અંતે પરિણામ બરૂં જ આવે છે.

૧૬. હવે બીજા સવાલનો વિચાર કરીએ. તે એ કે વેપારની ગમે તે સ્થિતિ હોય છતાં કારખાનાંઓમાં જેટલા કામદારોને અસલ રાખ્યા હોય તેટલાને રાખવા જ જોઇએ. જ્યારે અનિશ્ચિત રીતે કામદારોને કામ મળે છે, ત્યારે તેઓને વધારે પગાર માગવો જ પડે છે. પણ જો કોઇ પ્રકારે તેઓને ખાત્રી થાય કે પોતાની નોકરી જીવતજાગ્રત ચાલશે તો તેઓ બહુ ઓછા પગારથી કામ કરશે. એટલે દેખીતું છે કે જે શેઠ પોતાના નોકરોને કાયમને સારૂં રાખે છે તેને છેવટે ફાયદો જ થાય છે, અને જે નોકરો કાયમની નોકરી કરે છે તેને પણ ફાયદો થાય છે. આવાં કારખાનાંમાં મોટા નફા થઈ નથી શકતા. મોટાં જોખમ ખેડી શકાનાં નથી. મોટા હોડ બાંધી શકાતા નથી. સિપાઇ સરદારને સારૂં મરવા તયાર થાય છે અને સિપાઇનો ધંધો એ સાધારણ મજુરના ધંધા કરતાં વધારે માનલાયક ગણાયો છે. ખરૂં જોતાં સિપાઇનો ધંધો કતલ કરવાનો નથી, પણ બીજાનો બચાવ કરતાં પોતે કતલ થવાનો છે. જે સિપાઇ થયો તે પોતાનો જાન પોતાના રાજ્યને સોંપી દે છે. તે જ પ્રમાણે વકીલ વૈદ્ય અને પાદરીનું આપણે સમજીએ છીએ, તેથી જ તેઓ તરફ માનની નજરે જોઇએ છીએ. વકીલે પોતાની જિંદગી જતાં સુધી પણ ન્યાય કરવો ઘટે છે, વૈદ્યે અનેક સંકટો સહન કરીને પણ પોતાના દર્દીની સારવાર કરવી ઘટે છે, અને પાદરીએ ગમે તેમ થાય તોપણ પોતાની જમાતને બોધ આપવાનું અને તેઓને ખરો રસ્તો બતાવવાનું કામ કરવું ઘટે છે.

૧૭. આમ ઉપરના ધંધાઓમાં બને છે તો વેપારવણજમાં કેમ ન થાય? વેપારની સાથે હંમેશાં અનીતિ ધારી લીધેલી છે તેનું શું કારણ હશે? વિચાર કરતાં એમ જોવામાં આવે છે કે વેપારીને હંમેશાં સ્વાર્થી જ માની લીધેલા છે. વેપારીનું કામ પણ પ્રજાને જરૂરનું હોય તે છતાં એવું આપણે માની લઇએ છીએ કે તેનો હેતુ તો માત્ર પોતાની કોઠી ભરવાનો જ છે. કાયદાઓ પણ વેપારી ઝપાટાથી પૈસા કેમ એકઠા કરે એવા જ કરવામાં આવે છે. ધોરણો પણ એવાં જ બાંધ્યાં છે કે લેનાર ધણીએ ઓછામાં ઓછું દામ આપવું અને વેચનારે જેમ બને તેમ વધારે માગવું અને લેવું. આમ વેપારીને ટેવ પડી છે, અને પછી લોકો પોતે જ વેપારીને તેના અપ્રામાણિકપણાને સારૂ હલકો ગણે છે. આ ધોરણ ફરવાની જરૂર છે. વેપારીએ સ્વાર્થ જ સાધવો, પૈસા જ એકઠા કરવા, એવો નિયમ નથી. એવા વેપારને આપણે

વેપાર નહિ કહીએ, પણ ચોરી કહીશું. જેમ સિપાઇ રાજ્યને સારૂં મરે છે, તેમ વેપારીએ પ્રજાના સુખને અર્થે પૈસો ગૂમાવવો ઘટે અને જાત પણ ખોવી ઘટે. બધા રાજ્યમાં—

સિપાઇનો ધંધો પ્રજાનું રક્ષણ કરવાનો છે.
પાદરીનો તેને કેળવણી આપવાનો છે.
વૈદ્યનો તેને તંદુરસ્તીમાં રાખવાનો છે.
વકીલનો અદલ ઇન્સાફ પ્રજામાં ફેલાવવાનો છે.
અને વેપારીનો પ્રજાને જોઇતો માલ પૂરો પાડવાનો છે.

૧૮. આ બધા માણસોની ફરજ ઘટતે વખતે પોતાનો જાન આપવાની પણ છે, એટલે કે પોતાની જગ્યા છોડવાને બદલે સિપાઇએ તે જગ્યામાં મરણ કબૂલ રાખવું જોઇએ. મરકીને વખતે ભાગી જવાને બદલે પોતાને મરકી થાય તોપણ વૈદ્યે હાજર રહી દર્દીઓની સારવાર કરવી જોઇએ. ખરૂં શીખવતાં લોકો મારી નાખે તોપણ મરતાં છતાં પાદરીએ ખોટાને બદલે ખરૂં જ શીખવવું જોઇએ. ન્યાય થતાં મરવું ઘટે તોપણ ન્યાય જ થવા દેવો, એમ વકીલે કરવું જોઇએ.

૧૯. આવી રીતે ઉપરના ધંધાદારીઓને મરવાને ઘટતો વખત કયો હશે? આ સવાલ વેપારીએ તેમ જ બધાએ વિચારવા જેવો છે. જે માણસ ઘટતા વખતે મરવા તૈયાર નથી તે જીવવું શું એ જાણતો નથી. આપણે જોઇ ગયા કે વેપારીનો ધંધો એ પ્રજાને જોઇતો માલ પૂરો પાડવાનોછે, જેમ પાદરીનો ધંધો પગાર મેળવવાનો નથી પણ શિક્ષણ આપવાનો છે, તેમ વેપારીનો ધંધો નફો મેળવવાનો નથી પણ માલ પૂરો પાડવાનો છે. શીખવનાર પાદરીને રોટી મળી રહે છે, તેમ વેપારીને નફો મળી રહે છે, પણ એમાંથી એકેનો ધંધો પગાર અથવા તો નફા ઉપરે નજર રાખવાનો નથી. બન્નેએ પગાર કે નફો મળે યા ન મળે તોપણ પોતાનો ધંધો—પોતાની ફરજ—બજાવવાનો છે. આ વિચાર ખરો હોય તો વેપારી ઉત્તમ માનને લાયક છે, કેમકે તેનું કામ માલ સરસ પેદા કરવાનું અને પ્રજાને પોષાય તેવી રીતે પૂરો પાડવાનું રહ્યું. તેમ કરતાં તેના હાથ નીચે સેંકડો કે હજારો માણસો હોય તેઓનું રક્ષણ કરવું. તેઓની સારવાર કરવી એ પણ તેનું કામ રહ્યું. આ કરવામાં બહુ ધીરજ બહુ માયા અને બહુ ચતુરાઇ

જોઇએ, અને જૂદાં જૂદાં કામ કરતાં તેને પણ બીજાઓની જેમ મરવું ઘટે તો તે પણ પોતાનો જાન આપે. આવો વેપારી પોતાની ઉપર ગમે તે સંકટ પડે, પોતે ભીખારી થઈ જાય છતાં માલ ખરાબ નહિ વેચે અને છેતરશે નહિ. વળી પોતાના હાથ તળેના માણસોની ઉપર અત્યંત માયાથી વર્તશે. ઘણી વેળા મોટાં કારખાનાંઓમાં કે વેપારમાં જુવાનીઆઓ નોકરી લે છે. તેઓ કેટલીક વેળા પોતાનાં ઘરબારથી દૂર જાય છે, એટલે ક્યાં તો શેઠે માબાપ બનવું પડે છે, અથવા જો શેઠ બેદરકાર રહે તો જુવાનીઓ વગર માબાપનો થઈ પડે છે, એટલે પગલે પગલે વેપારીએ કે શેઠે પોતાને મનમાં એક જ સવાલ કરવો ઘટે છે. તે એ કે "જેમ હું મારા દીકરાઓને રાખું છું તેમ મારા નોકરોની તરફ વર્તું છું કે નહિ ?"

૨૦. એક વહાણના કપ્તાનની તળે ખલાસીઓ હોય તેમાં તેનો દીકરો પણ દાખલ હોય. કપ્તાનની ફરજ બધા ખલાસીને દીકરાની માફક ગણવાની છે. તેમ જ વેપારીની નીચે ઘણા નોકરોમાં પોતાનો દીકરો પણ હોય તો તે ધંધામાં જેમ તે દીકરાની સાથે વર્તે તેમ જ તેણે બીજા નોકરોની સાથે વર્તવું પડશે. આનું નામ જ ખરૂં અર્થશાસ્ત્ર કહેવાય, અને જેમ વહાણના કપ્તાનની ફરજ વહાણ જોખમમાં આવી પડે, ત્યારે પોતે સહુથી છેલ્લું તે છોડવાની છે, તેમ જ દુકાળ વિગેરે બીજા સંકટોમાં વેપારીની ફરજ પોતાના માણસોનો બચાવ પોતાની પહેલાં કરવાની છે. આવા વિચારો કોઇને આશ્ચર્યકારક લાગશે, પણ તેમ લાગે એ જ આ જમાનાની નવાઇ છે, કેમકે વિચાર કરતાં સહુ કોઈ જોઇ શકશે કે ખરૂં ધોરણ તો હમણાં કહી ગયા તે જ છે. જે પ્રજા ઉંચે ચડવાની છે, તે પ્રજામાં બીજી જાતનું ધોરણ હરગીઝ ચાલી નહિ શકે. અંગ્રેજી પ્રજા આજ સુધી નભી રહી છે તેનું કારણ નહિ કે તેમણે અર્થશાસ્ત્રના નિયમ જાળવેલા છે. પણ તે નિયમોનો ઘણા વિરલાઓએ ભંગ કર્યો છે અને ઉપર બતાવેલા નીતિના નિયમ તેઓએ જાળવેલા છે. તેથી જ પ્રજા આજ સુધી નભી રહી છે. એવા નીતિના નિયમોનો ભંગ કરવાથી કેવું નુકસાન થાય છે અને પ્રજાએ કેમ પાછું હઠવું પડે છે એ વિચાર હવે પછી કરીશું.

૨૧. આપણે સાચનાં મૂળ વિષે અગાઉ કહી ગયા તેનો જવાબ અર્થશાસ્ત્રીઓ કોઇ વખત નીચે પ્રમાણે આપશેઃ—"અરસ્પરસની લાગણીથી

કેટલોક ફાયદો થાય એ બરોબર છે. પણ એવી જાતના ફાયદાનો હિસાબ અર્થશાસ્ત્રીઓ કરતા નથી. તેઓ જે શાસ્ત્રનો વિચાર કરે છે તેમાં તે કઇ રીતે પૈસાદાર થવું એવો જ વિચાર પાળે છે. તે શાસ્ત્ર ખોટું નથી એટલું જ નહિ, પણ અનુભવે તે અસરકારક છે એમ જોઇ શકાય છે. જેઓ તે શાસ્ત્ર પ્રમાણે ચાલે છે તેઓ ચોક્કસ દોલતવાન્ થાય છે, અને જેઓ તે પ્રમાણે નથી ચાલતા તે ગરીબ થાય છે. યુરોપના બધા ધનાઢ્ય માણસોએ આ શાસ્ત્રના નિયમો પ્રમાણે ચાલીને પૈસો એકઠો કર્યો છે. આની સામે દલીલો લાવવી તે નકામું છે. દરેક અનુભવી માણસને ખબર છે કે પૈસો કેમ મળે છે અને કેમ જાય છે."

૨૨. આ બરોબર નથી. વેપારીવર્ગ પૈસા કમાય છે, પણ તે બરોબર કમાયા કે નહિ અને તેમાં કોમનું ભલું થયું કે નહિ તે તેઓ નથી જાણી શકતા. પૈસાદાર એ શબ્દનો અર્થ પણ તેઓ ઘણી વેળા નથી સમજતા. જ્યાં તવંગર હોય, ત્યાં ગરીબ હોય એ વાતનું તેઓને ભાન હોતું નથી. ઘણી વેળા માણસો ભૂલથી એમ માને છે કે અમુક ધોરણે ચાલીને બધા માણસો તવંગર થઇ શકે, ખરું જોતાં તે કૂવાના ચક્કર જેમ છે. એક ખાલી થાય કે બીજું ભરાય છે. તમારી પાસે એક રૂપિયો હોય તેની સત્તા, બીજા જેની પાસે તેટલું નહિ હોય તેની ઉપર છે. જો સામેના માણસને તે રૂપિયાની ગરજ નહિ હોય, તો તમારી પાસેનો રૂપિયો નકામો છે. તમારા રૂપિયાની સત્તા તે તમારા પાડોશીની તંગી ઉપર છે. જ્યાં તંગી ત્યાં જ તવંગરી નભી શકે. એટલે અર્થ એવો થયો કે એક માણસને તવંગર થવું હોય તો સામેનાને તંગીમાં રાખવો.

૨૩. સાર્વજનિક અર્થશાસ્ત્રનો અર્થ એ છે કે ખરે વખતે અને ખરી જગ્યાએ જરૂરી અને આનંદદાયક વસ્તુઓ પેદા કરવી, તેને સાચવવી અને તેની આપ-લે કરવી. જે ખેડુત વખતસર પાક ઉતારે છે, જે ચુનારો ચણતર બરોબર કરે છે, જે સુતાર લક્કડકામ બરોબર કરે છે, જે ઓરત પોતાનું રસોડું બરોબર રાખે છે, તે બધાને ખરા અર્થશાસ્ત્રી જાણવા. તે બધા પ્રજાની દોલતમાં વધારો કરનારા છે. એથી ઉલટું શાસ્ત્ર તે સાર્વજનિક ન કહેવાય. તેમાં તો એક માણસ માત્ર ધાતુ એકઠી કરે છે અને બીજાને તેની તંગાસમાં રાખી તે ધાતુનો ઉપયોગ

કરે છે. આવો ઉપયોગ કરનારા પોતાનાં ખેતરો તથા ઢોરઢાંખરના કેટલા રૂપિયા આવશે એમ વિચારી તેટલા પૈસાદાર પોતાને માને છે. તેઓ પોતાના રૂપિયાની કિંમત ખેતર અને ઢોર મળી શકે તેટલી છે એમ વિચારતા નથી. વળી તે માણુસો ધાતુનો–રૂપિયાનો સંગ્રહ કરે છે તેઓ કેટલા મજુરો મેળવી શકાશે એવો વિચાર કરે છે. હવે આપણે ધારી લઇએ કે અમુક માણુસ પાસે સોનું, રૂપું, દાણો, વિગેરે છે. તેવા માણુસને નોકરોની ગરજ પડશે. પણ જો તેના પાડોશીમાં કોઇને સોના રૂપાની કે દાણાની જરૂર નહિ હોય તો તેને નોકર મળવો મુશ્કેલ પડશે. એટલે પેલા પૈસાદાર માણુસે પોતે પોતાની રોટી પકાવવી પડશે; પોતે પોતાના કપડાં સીવવાં પડશે, પોતે પોતાનું ખેતર ખેડવું પડશે. તે માણુસને તેના સોનાની કિંમત તેની જમીનમાંની પીળી કાંકરી જેટલી પડશે. તેનો દાણો સડશે, કેમકે તે કંઈ તેના પાડોશી કરતાં વધારે ખાનારો નથી, એટલે તે માણુસે બીજાની માફક સખ્ત મજુરી કરીને જ પોતાનો ગૂજારો કરવો પડશે. આવી સ્થિતિમાં ઘણુા માણુસો સોનું, રૂપું, એકઠું કરવા નહિ માગે.

૨૪. ઉંડો વિચાર કરીશું તો આપણે જોઇશું કે પૈસા મેળવવા તેનો અર્થ એ છે કે બીજા માણુસોની ઉપર સત્તા મેળવવી, આપણા સુખને સારૂ ચાકરની, વેપારીની કે કારીગરની મજુરી મેળવવી, અને આવી આજ્ઞા સામેના માણુસોની ગરીબાઇના પ્રમાણુમાં જ આપણુને મળી શકશે. જો એક સુતારને રાખનાર એક જ માણુસ હશે તો તે સુતાર જે મળશે તે રોજ લેશે. જો તેને રાખનાર બે-ચાર માણુસ હશે તો જે વધારે રોજ આપશે તેને ત્યાં તે સુતાર જશે. એટલે પરિણામ એવું આવશે કે પૈસાદાર થવું એનો અર્થ એ થયો કે બને તેટલા માણુસોને આપણા કરતાં વધારે તંગીમાં રાખવા. અર્થશાસ્ત્રીઓ ઘણી વેળા માની લે છે કે આ પ્રમાણે રૈયતને તંગીમાં રાખવાથી પ્રજાને લાભ છે. બધા માણુસો સરખા થાય એમ તો બને તેવું નથી. પણ ગેરવ્યાજબી રીતે માણુસોમાં તંગી પેદા કરવાથી પ્રજા દુઃખી થાય છે. કુદરતી રીતે તંગી અને ભરાવો રહેવાથી પ્રજા સુખી થાય છે અને સુખી રહે છે.

# ૭. દોલતની નસો.

૧. આમ અમુક પ્રજામાં પૈસાનું ચક્કર તે બદનમાં લોહીના ફરવાની માફક છે. લોહી ઝપાટાથી ફરે છે તે કયાં તો તંદુરસ્તી અને કસરતની નિશાની હોય અથવા તો શરમ ઉપજવાની કે તાવની નિશાની હોય. શરીરની ઉપર એક જાતની લાલી તે તંદુરસ્તી બતાવે છે. બીજી લાલી તે ધાંસણીના રોગનું ચિહ્ન હોય. વળી એક જગ્યાએ લોહીનો ભરાવો થાય તો શરીરને નુકસાન થાય છે તેમ એક જગ્યાએ પૈસાનો ભરાવો થાય તે પ્રજાની નુકસાનીનું કારણ થઇ પડે છે.

૨. ધારો કે બે ખલાસી વહાણ ભાંગવાથી એક વેરાન કિનારા ઉપર આવી પડ્યા છે. ત્યાં તેઓને પોતાની મહેનતે પોતાનો ખોરાક વિગેરે નિપજાવવો પડે છે. જો તેઓ બન્ને તંદુરસ્ત રહી સાથે કામ કરે તો સારૂં ઘર બાંધે, ખેતર ખેડે, અને ભવિષ્યમાં કંઇક બચાવે. આને આપણે ખરી દોલત કહી શકીએ. જો બન્ને સારી રીતે કામ કરે તો બન્નેનો તેમાં સરખો હિસ્સો ગણાય, એટલે તેઓને જે શાસ્ત્ર લાગુ પડ્યું તે એ જ કે તેઓની મહેનતનાં ફળ તેઓને વહેંચી લેવાનો હક્ક થયો. હવે ધારો કે થોડી મુદ્દત પછી તેમાંથી એક જણને અસંતોષ થયો. તેથી તેઓએ જમીનના ભાગ પાડ્યા અને દરેક જણ પોતાને હિસાબે અને પોતાની મેળે કામ કરવા લાગ્યો. વળી ધારો કે અણીને વખતે એક જણ માંદો પડ્યો. એમ થવાથી બીજાને પોતાની મેળે મદદે બોલાવશે. ત્યારે બીજો કહી શકશે: "હું એટલું કામ તમારે સારૂં કરવા તૈયાર છું, પણ એવી શરતે કે જ્યારે કામ પડે ત્યારે તમારે મારે સારૂ તેટલું જ કરવું. તમારે મને લખી આપવું પડશે કે જેટલા કલાક હું કામ કરૂં, તેટલા કલાક તમારે મારી જમીન ઉપર ખપ પડ્યે કામ કરવું." વળી ધારો કે માંદાની માંદગી લાંબી ચાલી અને દરેક વેળાએ પેલા સાજા માણસને ઉપર પ્રમાણે લખત આપવું

પડયું. ત્યારે માંદો સાજો થાય તે વેળા દરેક જણની શી સ્થિતિ થઈ? બંને જણ ગરીબ થયા ગણાય, કેમકે માંદો માણસ ખાટલે રહ્યો તે દરમિયાન તેના કામનો લાભ ન મળ્યો. પેલો ભાઇબંધ ખૂબ વધારે કામ કરનારો છે એમ પણ માની લઇએ. છતાં તેણે જેટલો વખત માંદાની જમીનને આપ્યો તેટલો પોતાની જમીનમાંથી ગયો એ તો ચોક્કસ વાત ઠરી. એટલે બન્ને જણાની જે મિલ્કત હોવી જોઇએ તેમાં ઘટાડો થયો એટલું જ નહિ, પણ દરેક જણ વચ્ચેનો સંબંધ બદલાયો. માંદો માણસ પેલાનો કરજદાર થયો. અને પોતાની મજુરી આપીને જ પોતાનું અનાજ લઈ શકે. હવે ધારો કે સાજા માણસે પોતાને મળેલા દસ્તાવેજનો ઉપયોગ કરવા ધાર્યું. જો તેમ કરે તો તે પોતે તદ્દન આરામ લઈ શકે, આળસુ થઇ શકે; તેની મરજી પડે તો સાજા થયેલા માણસની પાસેથી બીજાં લખત લે. એમાં કંઇ ગેરકાયદેસર થયું એમ કોઇ નહિ કહી શકે. હવે જો કોઇ પરદેશી ચડી આવે તો તે જોશે કે એક માણસ દોલતવાન્ થયો છે અને બીજો માંદો પડયો છે. તે વળી એશઆરામ કરતો આળસમાં પડ્યો રહે છે અને બીજો મજુરી કરવા છતાં તંગી ભોગવે છે. આમાંથી વાંચનાર જોઇ શકશે કે બીજાની મજુરી મેળવવાના હક્કનું પરિણામ એ આવે છે કે ખરી દોલતનો ઘટાડો થાય છે.

૩. હવે બીજો દાખલો લઇએ. ત્રણે જણે એક રાજ્ય સ્થાપ્યું અને ત્રણે જણ નોખા રહેવા લાગ્યા. દરેકે જૂદો જૂદો પાક ઉતાર્યો કે જેનો ઉપયોગ બધા કરી શકે. વળી ધારો કે તેમાંથી એક માણસે બધાના વખતનો બચાવ કરવા સારૂં પોતે ખેતી છોડીને એકનો માલ બીજાને પહોંચાડવાનું માથે લીધું અને બદલામાં અનાજ લેવાનું ઠરાવ્યું. જો આ માણસ નિયમસર માલ લાવી લઈ જાય તો બધાને લાભ થાય. હવે ધારો કે આ માણસ માલની આપ-લે કરવામાં ચોરી કરે છે. પછી તંગીનો વખત આવે છે તે વેળા તે દલાલ પોતે ચોરેલો દાણો બહુ આકરે ભાવે આપે છે. આમ કરતાં છેવટે તે માણસ બેઉ ખેડુતને ભીખારી કરી મૂકી શકે છે, અને છેવટે તેઓને પોતાના મજુર બનાવે.

૪. ઉપરનો દાખલો ચોકખો અન્યાય બતાવે છે. છતાં આમ જ હાલના વેપારીઓનો મામલો ચાલે છે. વળી આપણે એમ પણ જોઇ શકીશું કે

આમ ચોરીનો બનાવ બન્યા પછી ત્રણે જણની મિલ્કત એકઠી કરીશું તો પેલો માણસ પ્રામાણિક હોત અને થાત તેના કરતાં ઓછી થશે. પેલા બે ખેડુતોનું કામ ઓછું થયું. તેઓને જોઇતી ચીજો નહિ મળવાથી તેમની મહેનતનું સંપૂર્ણ ફળ તેઓ નહિ લાવી શક્યા. અને પેલા ચાર દલાલના હાથમાં જે ચોરીનો માલ આવ્યો તેનો પૂરો અને સરસ ઉપયોગ નહિ થયો.

૫. એટલે આપણે ગણિતના જેવો હિસાબ કરી શકીએ છીએ કે અમુક પ્રજાની દોલત તપાસતાં તે દોલત કેમ મળી છે તેની ઉપર, તેને પૈસાદાર ગણવી કે નહિ તેનો આધાર રહ્યો છે. પ્રજાની પાસે આટલા પૈસા છે તેથી તે તેટલી પૈસાદાર છે એમ નહિ કહી શકાય. અમુક માણસના હાથમાં અમુક પૈસા તે ખંત, હોશિયારી, અને આબાદાનીની નિશાની હોય; અથવા તે નાશકારક મોજમજા, અતિ જૂલમ અને દગાની નિશાની હોય. અને આમ હિસાબ કરવો તે માત્ર નીતિ બતાવે છે. એક દોલત એવી છે, જે પેદા થતાં બીજી દશગણી થઇ હોય. બીજી એવી કે એક માણસના હાથમાં આવતાં દશગણીનો નાશ થયો હોય.

૬. એટલે નીતિ-અનીતિનો વચાર કર્યા વિના દોલત એકઠી કરવાના ધારા ઘડવા એ તો માત્ર માણસની મગરૂરી બતાવનારી વાત થઇ. 'સસ્તામાં સસ્તું ખરીદી મોંઘામાં મોંઘું વેચવું' એવો નિયમ છે, તેના જેવું બીજું કશું માણસને નામોશી લગાડનારૂં નથી. 'સસ્તામાં સસ્તું લેવું' એ તો સમજ્યા. પણ ભાવ કેમ ઘટ્યા? આગ લાગ્યા પછી ભારોટિયા બળીને થયેલા કોલસા સોંઘા હોઇ શકે છે. ધરતીકંપ થયાથી પડી ગયેલા ઘરની ઈંટો સોંઘી હોઇ શકે છે. પણ તેથી આગ અને ધરતીકંપ એ પ્રજાના લાભને સારૂ થયાં એમ કહેવાની કોઇની હિંમત નહિ ચાલે. વળી "મોંઘામાં મોંઘું વેચવું" એ સમજ્યા. પણ મોંઘવારી કેમ આવી? રોટીનું દામ તમને આજે સારૂં મળ્યું. પણ તમે શું તે દામ મરતા માણસની છેલ્લી કોડી લઇને લીધું? અથવા તો તમે તે રોટી કોઈ શાહુકારને આપી કે જે કાલે તમારૂં બધું પડાવી લેશે? કે શું તમે તે કોઇ સિપાઇને આપી કે જે સિપાઇ તમારી બેંક લૂંટવા જનારો છે? આમાંના એકે સવાલનો જવાબ તમે વખતે ન આપી શકો એવું બની શકે છે, કેમકે તમે જાણતા નથી. પણ તમે વ્યાજબી દામે નીતિસર વેચી કે નહિ

તે તો કહી શકો છો, અને વ્યાજબી ન્યાયની જ દરકાર રાખવાની જરૂર છે. તમારા કામથી કોઇને દુઃખ ન થાય એટલું જ જાણવું અને તે પ્રમાણે કરવું એ તમારી ફરજ છે.

૭. આપણે જોઈ ગયા કે પૈસાની કિંમત માણસોની મજુરી તે વડે મેળવવા ઉપર છે. જો મજુરી મફત મળી શકે તો પૈસાની ગરજ રહેતી નથી. પણ માણસોની મજુરી વગર પૈસે મળી શકે એવા દાખલા જોવામાં આવે છે. અને પૈસાબળ કરતાં બીજું નીતિબળ વિશેષ કામ કરે છે એવા દાખલા આપણે જોઇ ગયા. પૈસા જ્યાં કામ નથી કરી શકતા, ત્યાં સદ્‌ગુણ કામ કરે છે એમ આપણે જોયું. ઇંગ્લાંડમાં ઘણી જગ્યાએ પૈસાથી માણસોને ભોળવી શકાતા નથી.

૮. વળી જો આપણે કબૂલ કરીશું કે માણસોની પાસેથી કામ લેવાની શક્તિ તે દોલત છે, તો આપણે એમ પણ જોઇ શકીએ કે તે માણસો જેટલે દરજ્જે હુશિયાર અને નીતિવાન્ હોય તેટલે દરજ્જે દોલતનું માપ વધ્યું. એમ વિચારતાં આપણે જોઇશું કે ખરી દોલત તે સોનું–રૂપું નથી, પણ માણસો પોતે છે. દોલતની ખોળ ધરતીના આંતરડાંમાં નથી કરવાની, પણ માણસના દિલમાં કરવાની છે. અને એ વાત ખરી હોય તો અર્થશાસ્ત્રીનો ખરો નિયમ તો એ થયો કે જેમ બને તેમ માણસોને તનમાં, મનમાં અને માનમાં નીરોગી રાખવા. એવો અવસર પણ આવે કે જ્યારે ઇંગ્લાંડ ગોવળકોંડાના હીરાથી ગુલામોને શણગારી પોતાની દોલતનો દેખાવ કરવાને બદલે, ખરા ગ્રીસના નામાંકિત માણસે કહેલું તેની માફક પોતાના નીતિવાન્ મહાપુરુષોને બતાવીને કહી શકે કે ' આ મારી દોલત છે. '

# ૮. અદલ ન્યાય.

૧. ઇસ્વી સન પૂર્વે કેટલાક સૈકા ઉપર એક યહુદી વેપારી થઈ ગયો. તેનું નામ સોલોમન હતું. તેણે ઘણો પૈસો મેળવ્યો હતો અને તે ઘણો પ્રખ્યાત થયો હતો. તેની કહેવતો આજ પણ યુરોપમાં ચાલી રહેલી છે. વેનિસના લોકો તેને એટલો ચહાતા કે તેઓએ વેનિસમાં તેનું બાવલું ઉભું કરેલું. જોકે એની કહેવતો આ જમાનામાં ગોખી રાખવામાં આવે છે છતાં તે પ્રમાણે ચાલનારા બહુ થોડા આદમીઓ છે. તે કહે છે કે 'જેઓ જૂઠું બોલીને પૈસો કમાય છે તેઓ મગરૂર છે અને તેઓના મોતની એ નિશાની છે.' વળી બીજી જગ્યાએ તેણે કહ્યું છે કે 'હરામખોરોની દોલત કંઈ ફાયદો કરતી નથી. સત્ય એ મોતમાંથી બચાવે છે.' આ બન્ને કહેવતોમાં સોલોમને બતાવ્યું છે કે અન્યાયે મેળવેલી દોલતનું પરિણામ મોત છે. આ જમાનામાં જૂઠું અને અન્યાય એવી સરસ રીતે બોલવામાં તથા કરવામાં આવે છે કે આપણે સાધારણ રીતે તે કળી શકતા નથી, જેમકે જૂઠી જાહેરખબરો નાખવામાં આવે છે. વસ્તુઓની ઉપર માણુસ ભોળવાય તેવાં નામ ચોંટાડવામાં આવે છે, વિગેરે.

૨. વળી તે ડાહ્યો માણુસ કહે છે: 'જેઓ દોલત વધારવાને ગરીબોને પીડે છે તે છેવટે ભીખ માગતા થશે.' વળી તે કહે છે: 'ગરીબોને સતાવો નહિ, કેમકે તેઓ ગરીબ છે. વેપારમાં પીડાયલાની ઉપર જૂલમ ન કરો, કેમકે જેઓ ગરીબને સતાવશે તેઓને ખુદા સતાવશે.' છતાં હાલ તો વેપારમાં મૂએલા ઉપર જ પાટુ મારવામાં આવે છે. જે માણુસ ભીડમાં આવ્યો હોય, તેનો લાભ લેવા આપણે તૈયાર થઈ જઇએ છીએ. ધાડપાડુઓ તવંગર ઉપર ધાડ પાડે છે, પણ વેપારમાં તો ગરીબોને લૂંટવામાં આવે છે.

૩. વળી સોલોમન કહે છે: 'તવંગર અને ગરીબ બંને સરખા છે. ખુદા તેઓનો પેદા કરનાર છે. ખુદા તેઓને જ્ઞાન આપે છે.' તવંગરને

તવંગરને ગરીબ વિના અને ગરીબને તવંગર વિના ચાલતું નથી. એક બીજાનો ખપ હંમેશાં રહેલો છે. એટલે કોઇ કોઇને ઉંચો નીચો કહી શકે તેવું નથી; પણ જ્યારે આ બંને પોતાનું એકસરખાપણું ભૂલી જાય છે, અને ખુદા તેઓને સમજ દેનારો છે એ વાતનું ભાન જતું રહે છે, ત્યારે વિપરીત પરિણામ આવે છે.

૪. દોલત નદીઓના જેવી છે. નદી હંમેશાં દરિયા તરફ એટલે નીચાણમાં જાય છે. તેમ દોલત પણ હંમેશાં જ્યાં જરૂર હોય તેવી જગ્યાએ જવી જોઇએ એવો નિયમ છે. પણ જેમ નદીની ગતિમાં ફેરફાર થઇ શકે છે, તેમ દોલતની ગતિમાં પણ ફેરફાર થઇ શકે છે. ઘણી નદીઓ જ્યાં ત્યાં વહે છે, અને તેની આસપાસ ઘણું પાણી હોઇ ઝેરી હવા પેદા થાય છે. તે જ નદીઓને બંધ બાંધી તેનું પાણી જ્યાં જરૂર જણાય ત્યાં વહે તેમ કરવામાં આવે, તો તે જ પાણી જમીનને સરળ કરે છે, અને આસપાસની હવા સુંદર કરે છે. તેમ જ દોલતનો ગમે તેમ ઉપયોગ થાય તો તેથી માણસોમાં દુષ્ટતા વધે, ભૂખમરો ચાલે, અને ટૂંકામાં તે દોલત ઝેર સમાન ગણાય. પણ જો તે જ દોલતની ગતિને બાંધવામાં આવે, તેને નિયમસર વાપરવામાં આવે તો બાંધેલી નદીની જેમ તે દોલત સુખાકારી નિપજાવે છે.

૫. અર્થશાસ્ત્રીઓ દોલતની ગતિ રોકવાનો નિયમ તદ્દન ભૂલી જાય છે. તેઓનું શાસ્ત્ર તે માત્ર દોલત મેળવવાનું શાસ્ત્ર છે. પણ દોલત તો ઘણી રીતે મેળવાય છે. એક જમાનો એવો હતો કે જ્યારે યુરોપમાં લોકો પૈસાદારને ઝેર આપી તેના પૈસા લઇ પોતે પૈસાદાર થતા. આ જમાનામાં ગરીબ લોકોને સારૂ જે ખોરાક તૈયાર કરવામાં આવે છે તેમાં વેપારીઓ ભેળવણી કરે છે, જેમકે દૂધમાં ટંકણખાર નાખે છે, આટામાં બટાટા નાખે છે, તેમ જ કૉફીમાં ચીકરી, માખણમાં ચરબી વિગેરે. આ પણ ઝેર દઇને પૈસાદાર થવા જેવું છે. આને આપણે પૈસાદાર થવાનો હુન્નર અથવા તેવું શાસ્ત્ર કહીશું ?

૬. પણ અર્થશાસ્ત્રીઓ લૂંટીને પૈસાદાર થવું તદ્દન કહેતા હોય એમ નહિ માનવું જોઇએ. તેઓએ કહેવું જોઇએ કે તેઓનું શાસ્ત્ર કાયદેસર અને ન્યાયી રસ્તે પૈસાદાર થવું એ છે. ઘણી વસ્તુ કાયદેસર હોય છતાં ન્યાયબુદ્ધિથી ઉલટી હોય એવું આ જમાનામાં બને છે. એટલે ન્યાયની રીતે

દોલત મેળવવી એ જ ખરો રસ્તો ગણાય. અને જો ન્યાયથી જ દોલત મેળવવી એ ખરૂં હોય તો માણસનું પ્રથમ કામ ન્યાયબુદ્ધિ શીખવાનું છે. માત્ર આપ-લેના કાયદાથી કામ લેવું કે વેપાર કરવો એટલું જ નથી. માછલાં, વરૂ, ઉંદર એ જ રીતે રહે છે. મોટી માછલી નાની માછલીને ખાય છે, ઉંદર નાના જંતુને ખાય છે, વરૂ માણુસ સુદ્ધાંને ખાય છે. તેઓનો એ જ કાયદો છે: તેઓને બીજી સમજ નથી. પણ ખુદાએ માણુસને સમજ આપી છે, ન્યાયબુદ્ધિ આપી છે. તેની રૂએ તેણે બીજાઓને ખાઇ જઈ તેઓને છેતરી તેઓને ભીખારી કરી પોતે પૈસાદાર થવાનું નથી.

૭. ત્યારે હવે આપણે જોવાનું છે કે મજુરોને મજુરી આપવાનો ન્યાય તે શું ? આપણે અગાઉ કહી ગયા કે મજુરને વ્યાજબી પગાર એ ગણાય કે જેટલી મજુરી તેણે આજે આપણે સારૂ કરી, તેટલી મજુરી આપણે તેને જોઇએ ત્યારે આપીએ. જો તેને ઓછી મજુરી મળે તો ઓછો, અને વધારે મજુરી મળે તો વધારે બદલો.

૮. એક માણુસને મજુર જોઇએ છે. તેને બે જણુ પોતાની મજુરી આપવા કહે છે. હવે જે ઓછું લે, તેને મજુરી આપી હોય તો તે માણુસને ઓછું મળશે. જો વધારે માણુસ માગનાર હોય અને મજુર એક જ હોય તો તેને માગ્યું દામ મળશે અને તે મજુરને ઘણે ભાગે જોઇએ તે કરતાં વધારે મજુરી મળશે. આ બેઉના વચ્ચેની રકમ તે વ્યાજબી મજુરી ગણાશે.

૯. મને કોઈ માણુસ પૈસા ઉછીના આપે અને તે મારે અમુક મુદત પછી દેવા હોય તો તે માણુસને વ્યાજ આપીશ, તેમ જ આજે મને કોઇ પોતાની મજુરી આપશે તો તે માણુસને મારે તેટલી જ મજુરી અને તેથી કંઇક વધારે વ્યાજ બદલ આપવું જોઇએ. આજે મારે સારૂ કોઇ માણુસ એક કલાક કામ કરે તો તેને સારૂ મારે એક કલાકને પાંચ મિનિટ કે તેથી વધારે કામ કરવાનું વચન આપવું જોઇએ. આમ દરેક મજુરને વિષે સમજવું.

૧૦. હવે જો મારી પાસે બે મજુર આવે અને તેમાંથી એક જે ઓછું લેશે તેને હું કામે લગાડું, તો પરિણામ એ આવશે કે જેને મેં કામે લગાડ્યો તે અર્ધો ભૂખ્યો રહેશે અને જે રોજગાર વિના રહ્યો તે તો એમ જ રહેશે. જે મજુરને હું રાખું તે મજુરને બરોબર દાડીયું આપું તોપણ બીજો

મજુર ધંધા વિના રહેશે, છતાં જેને મેં રાખ્યો છે તેને ભૂખે મરવાનું નહિ થાય અને મેં મારા પૈસાનો વ્યાજબી ઉપયોગ કર્યો ગણાશે. ખરેખરો ભૂખમરો જ્યારે ઓછું દાડીયું દેવામાં આવે છે, ત્યારે જ દાખલ થાય છે. જો હું વ્યાજબી મજુરી આપું તો મારી પાસે નકામી દોલત એકઠી નહિ થાય. હું મોજમજામાં પૈસો નહિ વાપરૂં, અને મારે હાથે ગરીબાઇ નહિ વધે. જેને હું વ્યાજબી દામ આપીશ તે માણસ બીજાને વ્યાજબી આપતાં શીખશે, અને એમ ન્યાયનો ઝરો સૂકાઇ જવાને બદલે જેમ આગળ ચાલશે તેમ જોર લેશે. જે પ્રજામાં આ પ્રમાણે બુદ્ધિ હશે તે પ્રજા સુખી હશે અને ઘટતી આબાદ થશે.

૧૧. આ વિચાર પ્રમાણે અર્થશાસ્ત્રીઓ ખોટા પડે છે. તેઓ કહે છે કે જેમ હરિફાઇ વધે, તેમ પ્રજા આબાદ થાય. હકીકતમાં આ વાત ભૂલભરેલી છે. હરિફાઇનો હેતુ મજુરીનો દર ઘટાડવાનો છે, ત્યાં પૈસાદાર વધારે પૈસો એકઠો કરે છે અને ગરીબ વધારે ગરીબ થાય છે. આવી હરિફાઇથી છેવટે પ્રજાનો નાશ થવાનો સંભવ છે. આપ-લેનો કાયદો તો એ હોવો જોઇએ કે દરેક માણસને તેની લાયકાત મુજબ દાડીયું મળ્યા કરે. આમાં પણ હરિફાઇ રહેશે છતાં પરિણામ એવું આવશે કે માણસો સુખી અને હુશિયાર થશે, કેમકે પછી તો મજુરી મેળવવાને સારૂ પોતાનો દર ઓછો નહિ કરવો પડે પણ કામ મેળવવાને સારૂ હુશિયાર થવું પડશે. એવા જ કારણથી લોકો સરકારી નોકરી મેળવવા તૈયાર થાય છે. ત્યાં દરજ્જા પ્રમાણે દરમાયા બાંધેલા હોય છે. હરિફાઇ માત્ર હુશિયારીની હોય છે. અરજદાર ઓછો પગાર લેવાનું નથી કહેતો પણ પોતાનામાં બીજાના કરતાં વધારે ચાતુરી છે એમ બતાવે છે. નૌકાસૈન્યમાં અને સિપાઇની નોકરીમાં એવો જ નિયમ જાળવવામાં આવે છે, અને તેથી જ ઘણે ભાગે તેવાં ખાતાંઓમાં ગડબડ અને અનીતિ ઓછાં જોવામાં આવે છે. છતાં વેપારીમાં જ ખોટી હરિફાઇ રહી છે અને તેના પરિણામે દગો, લુચ્ચાઈ, ચોરી વિગેરે અનીતિ વધી પડી છે. બીજી તરફથી જે માલ તૈયાર થાય છે તે ખરાબ અને સડેલો હોય છે. વેપારી જાણે હું ખાઉં, મજુર જાણે કે હું છેતરૂં અને ઘરાક જાણે હું વચમાંથી કમાઇ લઉં. આમ વહેવાર બગડે છે, અને માણસોમાં ખટપટ ઉભી થાય છે, ભૂખમરો જાગે છે, હડતાળો વધી પડે છે,

શાહુકાર લફંગા બને છે અને ઘરાકો નીતિ સાચવતા નથી. એક અન્યાયમાંથી બીજા ઘણા પેદા થાય છે અને અંતે શાહુકાર, વાણોતર અને ઘરાક બધા દુઃખી થાય છે અને પાયમાલ થાય છે. જે પ્રજામાં આવા રિવાજ ચાલે છે તે પ્રજા અંતે હેરાન થાય છે. પ્રજાનો પૈસો જ ઝેર થઈ પડે છે.

૧૨. તેથી જ જ્ઞાનીઓએ કહ્યું છે કે જ્યાં પૈસો પરમેશ્વર છે, ત્યાં ખરા પરમેશ્વરને કોઈ પૂજતું નથી. દોલત અને ખુદાને અણબનાવ છે. ગરીબના ઘરમાં જ ખુદા વસે છે. આમ અંગ્રેજી પ્રજા મોઢેથી બોલે છે, છતાં વહેવારમાં પૈસાને સર્વોપરી પદ આપે છે. પ્રજાના પૈસાદાર માણસની ગણત્રી કરી પ્રજાને સુખી માને છે. તે અર્થશાસ્ત્રીઓ પૈસો જલ્દીથી કેમ કમાવો તેના કાયદા ઘડે છે કે જે શીખીને પ્રજા પૈસો મેળવે.

૧૩. નવતર સંપત્તિશાસ્ત્રનો કાયદો છે કે સારામાં સારો અને સસ્તામાં સસ્તો માલ મળે ત્યાંથી લેવામાં કાંઈ ખોટું નથી. આજના સંપત્તિશાસ્ત્રીઓએ જે કાયદા ઉપજાવી કહાડ્યા છે તેમાં વધુમાં વધુ અમાનુષી કાયદો આ છે. આપણે માણસ–માણસ વચ્ચેના સંબંધમાં આવા બખીલવેડા વચ્ચે નથી લાવતા. ઇટાલીમાં મજુરો સસ્તા પડે છે, છતાં અંગ્રેજો તેમની કોલસાની ખાણોમાં મોંઘા અંગ્રેજ મજુરોને જ રાખે છે અને તે વ્યાજબી છે. ઇંગ્લાંડમાં તમે સસ્તી મજુરી દાખલ કરવા કોઈ પણ પ્રકારનો પ્રયત્ન કરો કે તરત ઉથલપાથલ થવાની. મારે એક જૂનો નિમકહલાલ નોકર હોય અને તેનો પગાર વધારે હોય, પછી મને બીજો તેના જેવો જ હોશિયાર અને સસ્તો નોકર મળે અને તે પણ તેના જેવો જ નિમકહલાલ હોય, તોપણ હું મારા પહેલા નોકરને તેના પગારની ખાતર જ કહાડી મૂકું એ પાપ જ ગણાય. જે સંપત્તિશાસ્ત્રમાં નીતિના અને લાગણીના વિચાર કરવામાં આવતા નથી તે સંપત્તિશાસ્ત્ર તો લાખના પૂતળા જેવું છે. તે જીવતા માણસ જેવું દેખાય છે, પણ તેમાં જીવ નથી હોતો. વ્યવહારમાં અણીને વખતે આ નવતર સંપત્તિશાસ્ત્રના કાયદા કાંઈ કામ નથી આવતા. જે રાષ્ટ્રો અથવા વ્યક્તિઓ તેમને માર્ગદર્શક સિદ્ધાન્ત તરીકે સ્વીકારશે તેમનું આવી બનશે. ધાર્મિકરીતે તૈયાર કરેલા ખોરાક માટે એક મુસલમાન વધારે દામ આપે અથવા એક હિંદુ પોતાના ધાર્મિક નિયમ પ્રમાણે બરોબર સ્વચ્છ ન ગણાય એવો ખોરાક લેવાની ના પાડે ત્યારે તેમના આત્મસંયમમાં

ખાનદાની રહેલી છે. આપણે ઇંગ્લાંડ અને જાપાનનું સસ્તું કાપડ ખરીદવા લાગ્યા ત્યારથી પડ્યા. આપણા પોતાના પાડોશીઓએ તેમનાં ઝુંપડામાં તયાર કરેલાં કપડાં લેવાં એ આપણને જ્યારે ધાર્મિક ફરજ લાગશે ત્યારે પાછા આપણે ચડીશું.

૧૪. ખરૂં અર્થશાસ્ત્ર તો ન્યાયબુદ્ધિનું છે. દરેક સ્થિતિમાં રહી ન્યાય કેમ કરવો, નીતિ કેમ જાળવવી, એ શાસ્ત્ર જે પ્રજા શીખે તે જ સુખી થાય. બાકી તો ફાંફાં છે. અને વિનાશકાળે વિપરીત બુદ્ધિ જેવું બને છે. પ્રજાને ગમે તેમ કરી પૈસાદાર થતાં શીખવવું તે વિપરીત બુદ્ધિ શીખવવા જેવું છે.

# ૯. ખરૂં શું?

૧. આપણે જોઇ ગયા કે અર્થશાસ્ત્રના જે સાધારણ નિયમો ગણાય છે તે વ્યાજબી નથી, તે નિયમો પ્રમાણે ચાલવાથી માણસો અને પ્રજા દુ:ખી થાય છે. ગરીબ વધારે ગરીબ બને છે અને પૈસાદારની પાસે પૈસો વધારે એકઠો થાય છે; છતાં બેમાંથી એકે સુખી થતા કે રહેતા નથી.

૨. અર્થશાસ્ત્રીઓ માણસોની વર્તણુક ઉપર વિચાર નહિ કરતાં જેમ વધારે પૈસો એકઠો થાય તેમ વધારે આબાદાની માને છે. અને પ્રજાના સુખનો આધાર માત્ર પૈસા ઉપર રાખે છે, તેથી તેઓ શીખવે છે કે જેમ કારીગરી વિગેરેના વધારાથી પૈસો એકઠો થાય તેમ સારૂં. આવા વિચારોના ફેલાવાથી ઈંગ્લાંડમાં અને બીજા મુલકોમાં કારખાનાં વધી પડ્યાં છે. બહુ માણસો શહેરોમાં એકઠા થાય છે, અને ખેતરો છોડી દે છે. બહારની સુંદર અને સ્વચ્છ હવા છોડી કારખાનાંઓની ગંદી હવા આખો દહાડો શ્વાસમાં લઇ સુખ માને છે. પરિણામે પ્રજા નબળી પડતી જાય છે, લોભ વધતો જાય છે, અનીતિ વધારે ફેલાય છે. અને જ્યારે અનીતિ કહાડવાની વાત કરવા બેસીએ ત્યારે ડાહ્યામાં ખપતા માણસો વાત કરે છે કે અનીતિ જાય નહિ, અજ્ઞાની માણસોમાં એકદમ જ્ઞાન આવે નહિ, તેથી જેમ ચાલે છે તેમ ચાલવા દેવું. આવી દલીલ કરતાં તેઓ ભૂલી જાય છે કે ગરીબોની અનીતિનું કારણ તવંગર માણસો છે, તેઓને ખાતર—તેઓની મોજમજા પૂરી પાડવા ખાતર—ગરીબ મજુરો રાત દહાડો ગુલામગીરી કરે છે. તેઓને શીખવા કે સારૂં કામ કરવા એક પળ મળતી નથી. તવંગરને જોઇ તેઓ પણ તવંગર થવા માગે છે. તવંગર નથી થવાતું, તેથી તેઓ કચવાય છે ગુસ્સે થાય છે. પછી ભાન ભૂલે છે અને છેવટે સારે રસ્તે પૈસો ન મળવાથી દગો કરી પૈસો મેળવવાનાં ફાંફાં મારે છે. આમ પૈસો અને મજુરી બંને ફોકટ જાય છે, અથવા દગો ફેલાવવામાં વપરાય છે.

૩. હકીકતમાં ખરી મજુરી એ કે જેથી ઉપયોગી વસ્તુ પેદા થાય. ઉપયોગી વસ્તુ એ કે જેથી માણુસ જાતનું ભરણુપોષણુ થાય. ભરણુપોષણુ એ કે જેથી માણુસને જોઇતું ખાવાનું તથા ઓઢવા પહેરવાનું મળે કે જેથી તે નીતિને માર્ગે રહીને જીવતાં લગી સત્કર્મો કરે. આવો વિચાર કરતાં જે મહાન્ આરંભો થાય છે તે નકામા ગણવા જોઇએ. કારખાનાંઓ કહાડી ધનાઢ્ય થવાના રસ્તા લેવા તે પાપકર્મ જેવું થવા સંભવ છે. પૈસો પેદા કરનારા ઘણા મળે છે, પણ રીતસર વાપરનારા થોડા છે. જે પૈસો પેદા કરવાથી પ્રજાનો નાશ થતો હોય તે પૈસો કામનો નથી. છતાં હાલ જે કરોડાધિપતિ છે તેઓ મોટી અને અનીતિવાળી લડાઇઓનું કારણુ થઇ પડ્યા છે. આ જમાનાની ઘણી ખરી લડાઇઓનું કારણુ પૈસાનો લોભ જોવામાં આવે છે.

૪. માણુસો એમ કહેતાં જોવામાં આવે છે કે બીજાઓને સુધારવા, જ્ઞાન આપવું એ બનવા જેવું નથી; તેથી જેમ રહેવું ઘટે તેમ રહેવું, અને પૈસો એકઠો કરવો. આમ કહેનારા પોતે નીતિ સાચવતા નથી, કેમકે જે માણુસ નીતિ સાચવે છે, અને લોભમાં પડતો નથી તે પ્રથમ તો પોતાનું મન કાયમ રાખે છે. પોતે ખરા રસ્તામાંથી ચળતો નથી. અને પોતાના કર્મથી જ બીજાની ઉપર અસર કરે છે. જેની પ્રજા બની છે તેઓ પોતે નીતિના નિયમો ન જાળવે, ત્યાંસુધી પ્રજા કેમ નીતિવાન્ થાય ? આપણે ગમેતેમ વર્તી આપણા પાડોશીની અનીતિને સારૂ તેની ભૂલ કહાડીએ એથી સારૂં પરિણામ કેમ આવે ?

૫. આવા વિચારો કરતાં આપણે જોઇ શકીએ છીએ કે પૈસો એ માત્ર સાધન છે, અને તે વડે સુખ તથા દુઃખ બંને મેળવાય છે. જો સારા માણુસના હાથમાં તે આવે તો તેથી ખેતરો ખેડાય છે, અને અનાજ પાકે છે. ખેડુતો નિર્દોષ મજુરી કરી સંતોષ પામે છે અને પ્રજા સુખી રહે છે. ખરાબ માણુસોના હાથમાં આવવાથી તેમાંથી દારૂગોળા બને છે. માણુસોનું સત્યાનાશ વાળે છે; દારૂગોળો બનાવનારી પ્રજા અને જેની ઉપર તે વપરાય તે પ્રજા બંને હેરાન થાય છે.

૬. એટલે આપણે જોઇ શકીએ છીએ કે ખરા માણુસો એ જ ખરી દોલત છે. જે પ્રજામાં નીતિ છે તે પ્રજા દોલતવાન્ છે. આ જમાનો

મોજમજાનો નથી. દરેક માણસે પોતાનાથી બનતી મહેનત મજુરી કરવાની છે. આપણે આગળના દાખલાઓમાં જોઇ ગયા કે જ્યાં એક માણસ આળસુ રહે છે, ત્યાં બીજાને બેવડી મજુરી કરવી પડે છે. ઇંગ્લાંડમાં જે ભૂખમરો ચાલે છે તેનું આ જ કારણ છે. કેટલાક માણસોના હાથમાં પૈસો એકઠો થવાથી તેઓ ઉપયોગી કામ કરતા નથી. તેમ થવાથી તેઓને સારૂ બીજા માણસોને મજુરી કરવી પડે છે. આ મજુરી ઉપયોગી નહિ હોવાથી મજુરી કરનારને ફાયદો થતો નથી. તેમ થવાથી પ્રજાની મૂડીમાં ઘટાડો થાય છે; એટલે જોકે ઉપરથી એમ જણાય કે માણસોને કામ મળે છે, પણ અંદર તપાસતાં આપણને માલમ પડે છે કે ઘણા માણસોને નવરા બેસવું પડે છે. વળી અદેખાઇ પેદા થાય છે, અસંતોષનાં મૂળ બાઝે છે, અને છેવટે પૈસાદાર અને ગરીબ, શેઠ અને મજુર, બંને પોતાની હદ છોડે છે. જેમ બિલાડી-ઉંદર વચ્ચે સદાય અણબનાવ રહે છે તેમ પૈસાદાર અને ગરીબ, શેઠ અને મજુર વચ્ચે વેરભાવ થાય છે, અને માણસો માણસ મટી જાનવરની સ્થિતિએ પહોંચે છે.*

---

* અહિં 'સર્વોદય'ના લેખો પૂરા થાય છે.

## ૧૦. સંચાકામ.

૧. જેમ પાપ કર્મથી—અંગ્રેજોને મારીને—ખરૂં સ્વરાજ્ય નહિ મેળવાય તેમ જ કારખાના ખોલવાથી પણ સ્વરાજ્ય નથી મળવાનું. સોનું રૂપું એકઠું થશે, તેથી કંઇ રાજ્ય નથી મળવાનું. આ વાત રસ્કીને આબેહૂબ સાબિત કરી આપી છે. યાદ રાખવાનું છે કે પશ્ચિમના સુધારાને માત્ર સો વર્ષ થયાં છે. ખરૂં જોતાં પચાસ ગણાય. તેટલામાં તો પશ્ચિમની પ્રજા વર્ણસંકર જેવી જોવામાં આવે છે. યુરોપની જે દશા છે તેવી હિન્દુસ્થાનની કદિ ન થજો. યુરોપની પ્રજાઓ એકબીજાની ઉપર ટાંપીને બેઠી છે.

૨. યુરોપનાં બધાં રાજ્યો કાળા માણસોને પોતાનો ભક્ષ ગણી બેસે છે. માત્ર પૈસાનો જ લોભ છે, ત્યાં બીજું થવાનો સંભવ હોય નહિ. એક પણ મુલક જોવામાં આવે, તો કાગડા જેમ માંસ ઉપર કૂદી પડે છે, તેમ તેઓ તે મુલક ઉપર કૂદી પડે છે. આવું તેઓનાં કારખાનાંને લીધે છે એમ માનવાનાં કારણ છે.

૩. સંચાકામનો સપાટો લાગ્યો, ત્યારે જ હિન્દુસ્થાન પાયમાલ થયું. માંચેસ્ટરે આપણને જે નુકસાન પહોંચાડયું છે, તેની હદ બાંધી શકાતી નથી. હિન્દુસ્થાનમાંથી કારીગરી લગભગ ગઇ તે તો માંચેસ્ટરનું જ કામ.

૪. પણ માંચેસ્ટરનો દોષ કેમ કહેવાય? આપણે તેનાં કપડાં પહેર્યાં, ત્યારે માંચેસ્ટરે વણ્યાં.

૫. સંચાએ યુરોપને ઉજ્જડ કરવા માંડયું છે, અને તેનો વાયરો હિન્દુસ્થાનમાં છે. સંચો એ આધુનિક સુધારાની મુખ્ય નિશાની છે, અને તે મહાપાપ છે એમ હું તો ચોક્ખું જોઇ શકું છું.

૬. મુંબઇની મીલોમાં જે મજુરો કામ કરે છે તે ગુલામ બન્યા છે. જે બૈરાંઓ તેમાં કામ કરે છે તેની દશા જોઇને હરકોઇને કમકમાટી આવશે. મીલનો વરસાદ નહોતો વરસ્યો ત્યારે કંઇ તે ઓરતો ભૂખે નહોતી મરતી. આ

સંચાનો વાપરો વધે તો હિન્દુસ્થાનની બહુ દુ:ખી દશા થશે, મારી વાત ભારે પડતી જણાશે, પણ મારે કહેવું જોઇએ કે આપણે હિન્દુસ્થાનમાં મીલો કરીએ તેના કરતાં માંચેસ્ટર પૈસા મોકલી તેનું સડેલું કાપડ વાપરવું એ ભલું છે, કેમકે તેનું કાપડ વાપરવાથી આપણો પૈસો જ જશે. આપણે હિન્દુસ્થાનમાં માંચેસ્ટર સ્થાપવાથી આપણો પૈસો હિન્દમાં રહેશે, પણ તે પૈસા આપણું લોહી લેશે, કેમકે આપણી નીતિ લઇ જશે. જેઓ મીલોમાં કામ કરે છે તેની નીતિ કેવી છે તે તેઓને પૂછવું. જેઓએ તેમાંથી પૈસો એકઠો કર્યો છે, તેઓની નીતિ બીજા પૈસાદાર કરતાં સરસ હોવાનો સંભવ નથી. અમેરિકાના રૉકફેલર કરતાં હિન્દના રૉકફેલર કંઇ ઉતરે એમ માનવું એ તો અજ્ઞાન જ ગણાય. ગરીબ હિન્દુસ્થાન છૂટી શકશે પણ અનીતિથી થયેલું પૈસાદાર હિન્દુસ્થાન છૂટનાર નથી.

૭. મને તો લાગે છે કે આપણે કબૂલ કરવું પડશે કે અંગ્રેજી રાજ્યને નભાવી રાખનાર તે પૈસાદાર માણસો છે. તેઓનો સ્વાર્થ તેવી સ્થિતિમાં રહેલો છે. પૈસો માણસને રાંક બનાવે છે, એવી વસ્તુ તો દુનિયામાં વિષય છે. એ બન્ને વિષય વિષમય છે. તેનો દંશ સર્પના કરતા ભૂંડો છે. સર્પ કરડે, ત્યારે દેહ લઇને છૂટકો કરે છે. પૈસા અથવા વિષય કરડે છે, ત્યારે દેહ, જીવ, મન બધું લેતાં પણ છૂટકારો થતો નથી. એટલે આપણા દેશમાં મીલો થાય તેથી ખાસ રાજી થવા જેવું રહેતું નથી.

૮. સ્થાયી થયેલી વસ્તુને કહાડવી એ ભારે પડતું છે, તેથી કાર્યનો અનારંભ તે પ્રથમ ડહાપણમાં ગણાયલું છે. મીલના ધણીની ઉપર આપણે તિરસ્કારની નજરે નથી જોઈ શકતા. તેઓની ઉપર દયા ખાઇએ. તેઓ એકાએક મીલ છોડી દે એ તો ન બને, પણ જો તેઓ સાહસ ન વધારવા ભલાઇ કરે તો તેઓ પોતે પોતાનું કામ ધીમે ધીમે ટૂંકું કરે. તેઓ પોતે જ જૂના, પ્રૌઢ, પવિત્ર રેંટિયા ઘેર ઘેર સ્થાપી શકે છે. લોકોનું વણેલું કાપડ લઇ વેચી શકે છે.

૯. તેઓ તેમ ન કરે તોપણ લોકો પોતે સંચાકામની વસ્તુ વાપરતા બંધ થઈ શકે છે. એ તો કાપડ વિષે, પણ સંચાની તો અસંખ્ય વસ્તુ છે, તે કાં તો પરદેશથી લેવી કાં તો આપણે તેવા સંચા દાખલ કરવા. બેમાંથી એક કરવું કે કેમ એ સવાલ છે.

૧૦. ખરેખર આપણા દેવતા પણ જર્મનીના સંચામાં ઘડાઈને આવે છે, એટલે પછી દીવાસળી અને ટાંકણીથી માંડીને કાચના ઝુમરની શી વાત કરવી? જ્યારે એ બધી વસ્તુ સંચાથી નહોતી બનતી ત્યારે હિંદ શું કરતું હતું? તેવું આજે પણ કરશે. જ્યાંસુધી હાથે ટાંકણી નહિ બનાવીએ, ત્યાંસુધી ટાંકણી વિના ચલાવીશું, હાંડી ઝુમ્મરને છોડી દઈશું. કોડીઆમાં તેલ નાખી આપણા ખેતરમાં પાકેલા રૂની વાટ વણી બત્તી કરીશું. તેમ કરતાં આંખ બચશે, પૈસા બચશે અને સ્વદેશી રહીશું, થઈશું, સ્વરાજ્યની ધુણી ધખાવીશું.

૧૧. આ બધું બધા માણસો એકી વખતે કરશે અથવા બધા માણસો એકી વખતે સંચાની વસ્તુઓ છોડી દેશે એમ બનવાનું નથી, પણ તે વિચાર ખરો હશે તો આપણે હંમેશાં શોધ કરીશું. હંમેશાં થોડી થોડી વસ્તુ મૂકતા જઈશું, તેમ કરતાં બીજા પણ કરશે. પ્રથમ તે વિચાર બાંધવાની જરૂર છે, પછી તે પ્રમાણે કાર્ય થશે. પ્રથમ એક જ માણસ કરશે, પછી દશ પછી સો એમ નાળિયેરની વાત માફક વધ્યા જ કરશે. જે મોટા કરે છે તે નાના કરે છે, અને કરશે. સમજીએ તો રમત ઘણી સહેલી અને ટૂંકી છે. બીજો કરે ત્યાંસુધી મારે તેની રાહ જોવાની નથી.

૧૨. ટ્રામગાડી અને વિજળીની બત્તીનું કેમ? એ સવાલમાં હવે કંઇ જીવ રહેતો નથી. રેલ્વેએ જો આપણો નાશ કર્યો છે તો વળી ટ્રામ શું નથી કરતી? સંચો એ તો રાફડો છે. તેમાં એક સર્પ ન હોય પણ સેંકડો એકની પાછળ બીજા એમ લાગેલું છે. જ્યાં સંચા ત્યાં મોટાં શહેર. જ્યાં મોટાં શહેર ત્યાં ટ્રામગાડી અને રેલગાડી. ત્યાં વિજળીની બત્તીની જરૂર હોય. ઈંગ્લાંડમાં પણ ગામડાઓમાં વિજળીની બત્તી કે ટ્રામ નથી એ તમે જાણતા હશો. પ્રામાણિક વૈદ્ય અને દાક્તરો તમને કહી આપશે કે જ્યાં રેલગાડી, ટ્રામગાડી વિગેરે સાધનો વધ્યાં છે, ત્યાં લોકોની તંદુરસ્તી બગડેલી હોય છે. મને યાદ છે કે એક શહેરમાં જ્યારે પૈસાની તંગી આવી ત્યારે ટ્રામની, વકીલની તથા દાક્તરની આવક ઘટી અને લોકો તંદુરસ્ત થયા.

૧૩. સંચાનો ગુણ તો મને એકે યાદ નથી આવતો. અવગુણથી તો ચોપડી ચીતરી શકું છું.

૧૪. આ બધું લખેલું સંચાની મદદથી છપાશે, તેની મદદથી વેચાશે, એ ગુણ કે અવગુણ ? આ સવાલના જવાબમાં કહેવું ઘટે કે ઝેરથી ઝેરનો નાશ થવાનો આ દાખલો છે. એ કાંઇ સંચાનો ગુણ નથી. સંચો મરતાં મરતાં બોલી જાય છે કે સાંભળજો અને ચેતજો મારામાંથી તમે લાભ નથી લેવાના. આટલો જે ઠીક પ્રયાસ સંચે કર્યો કહેવાય તે પણ માત્ર સંચાની જાળમાં ફસાયલા છે, તેને જ લાગુ પડે છે. પણ મૂળ વાત ન ભૂલજો. સંચો એ ખરાબ વસ્તુ છે એ મનમાં ચડાવવું. પછી આપણે તેનું ધીમે ધીમે છેદન કરીશું. એવો સરળ રસ્તો કુદરતે ઘડ્યો જ નથી કે જે વસ્તુની આપણને અભિલાષા થઇ કે તરત પ્રાપ્ત થાય. સંચાની ઉપર આપણી મીઠી નજરને બદલે ઝેરી નજર પડશે તો છેવટે તે જશે જ.

# ૧૧. મજુરોની સ્થિતિ.

૧. હિંદુસ્થાનની આગળ અત્યારે બે માર્ગ છે: (૧) કાં તો પશ્ચિમનું ધોરણ દાખલ કરવું એટલે કે બળિયાના બે ભાગ એ સૂત્રને સ્વીકારવું. એટલે હથિયારબળ એ સાચું; સાચું એ જ હથિયારબળ એમ નહિ. (૨) અને કાં તો પૂર્વનું ધોરણ માન્ય રાખવું. તે એ છે કે ધર્મ ત્યાં જ જય. સાચને આંચ જ નથી; નબળા સબળા બધાને ન્યાય મેળવવાનો એકસરખો હક્ક છે.

૨. મજુરવર્ગથી આ પસંદગીની શરૂઆત થવાની છે. મજુરો મારફાડ કરીને વધારો મેળવી શકે તો તે મેળવે? ગમેતેવો તેમનો હક્ક હોય તેમ છતાં તેઓનાથી મારફાડ તો થાય જ નહિ. મારફાડ કરીને હક્કો મેળવવાનો રસ્તો સહેલો તો જણાય છે, પણ આખરે તે અઘરો થઈ પડે છે. જેઓ તલવાર વાપરે છે તેઓ તલવારથી જ મરે છે. તારાનું મરણ પાણીમાં જ ઘણે ભાગે થાય છે.

૩. યુરોપની દશા તપાસો. ત્યાં કોઈ સુખી જ નથી જોવામાં આવતું, કેમકે કોઇને સંતોષ જ નથી. મજુરોને માલિકનો વિશ્વાસ નથી, માલિકને નથી મજુરનો. બન્નેમાં એક પ્રકારની પ્રવૃત્તિ છે, જોર છે, પણ તે તો પાડામાં યે છે. તેઓ મરે ત્યાંસુધી વઢ્યા જ કરે છે. બધી ગતિ તે પ્રગતિ નથી. યુરોપની પ્રજા ઉંચે ચડતી જાય છે એમ માનવાનું આપણને કંઇ જ કારણ નથી. તેમની પાસે દ્રવ્ય છે, એટલે નીતિ છે, ધર્મ છે એવું નથી. દુર્યોધનની પાસે ઘણું દ્રવ્ય હતું, પણ તે વિદુર સુદામા કરતાં રંક હતો. વિદુર સુદામાને આજે જગત્ પૂજે છે. દુર્યોધનનું નામ તેના દુર્ગુણોનો ત્યાગ કરવાને ખાતર જ આપણે લઇએ છીએ.

૪. જ્યારે મજુરોને પોતાના બળનું પૂરૂં ભાન આવે, ત્યારે મજુરો માલિક કરતાં વધારે અન્યાય કરે એ હું સમજી શકું છું, જોઇ શકું છું.

મજુરમાં જો માલિક જેટલું જ્ઞાન આવી જાય તો મજુરની શરતે જ માલિકે કામ કરવું પડે. એવું જ્ઞાન મજુરમાં કોઇ દહાડો ન આવે એ તો સ્પષ્ટ છે. તેવે સમયે મજુર મજુર મટી શેઠ જ થાય. માલિકો કેવળ પૈસાના બળ ઉપર ઝૂઝતા નથી. તેમનામાં અક્કલ, કળા વિગેરે રહ્યાં જ છે.

૫. એટલે સવાલ આપણી પાસે એ જ રહ્યો છે કે મજુરો જેવા છે તેવા જ રહેવાં છતાં, તેઓમાં કંઇક વિશેષ ભાન આવવા છતાં, તેઓએ કઇ રીતે વર્તવું. મજુરો પોતાની સંખ્યા અથવા તો પોતાના બાહુબળ ઉપર એટલે મારફાડ ઉપર આધાર રાખે તો તેઓ આપઘાત કરશે અને દેશના ઉદ્યોગોને નુકસાન પહોંચાડશે. જો તેઓ કેવળ ન્યાય ઉપર ઉભી ન્યાય મેળવવા દુઃખ જ સહન કરશે તો તેઓ હંમેશાં જય મેળવશે એટલું જ નહિ, પણ માલિકોને સુધારશે, ઉદ્યોગો વધારશે અને માલિક-મજુર બન્ને એક કુટુંબના થઇ રહેશે.

૬. ઘણા ખરા મજુરોના ઘરોની સ્થિતિ ઘણી ખરાબ જોવામાં આવે છે. તેમાં હવા અજવાળું નથી હોતાં, ઘરો જૂના થઈ ગયેલાં જોવામાં આવે છે. આસપાસ ગંદકી પુષ્કળ હોય છે. તેઓનાં અંગ ઉપર સ્વચ્છ કપડાં જોવામાં નથી આવતાં. કેટલાક ધોબીનું ખર્ચ નથી આપી શકતા તેથી મેલાં કપડાં પહેરે છે. અને કેટલાક કહે છે કે તેઓ સાબુનું ખર્ચ નથી કરી શકતા. તેમનાં છોકરાં રખડે છે. તેઓ તાલીમ વિનાના રહે છે અને કેટલાક તો પોતાના કુમળા બાળકોને પણ કમાણીને અર્થે વાપરે છે. આટલી બધી કંગાળ હાલત ખરેખર શોકજનક છે.

૭. આવી કંગાળિયતનાં ઘણાં કારણો છે. તેમાંનું મુખ્ય એક આપણે વિચારીશું. મજુરોને પૈસાની તંગી આવે, ત્યારે દર રૂપિયે એક આનાથી ચાર આના સુધીનું વ્યાજ દર માસે આપે છે. આ કમકમાટી ઉપજાવે એવી વાત છે. આવું વ્યાજ જે માણસ એક વખત પણ આપે તેને છૂટવું મહા મુશ્કેલ છે. જરા વિચારીએ. સોળ રૂપિયા ઉપર દર રૂપિયે એક આના લેખે સોળ આના વ્યાજ થયું. આટલું વ્યાજ આપનાર મુદ્દલ જેટલું વ્યાજ એક વર્ષ અને ચાર મહિનાની અંદર ભરી દે છે. આ સો રૂપિયે બાર મહિને સેંકડે પોણોસો ટકા વ્યાજ થયું. સેંકડે બાર ટકા વ્યાજ આપવું પડે તે પણ આકરૂં ગણાય, તો પોણોસો ટકા આપનારો માણસ કેમ ઉભો થઇ શકે?

૮. રૂપિયા ઉપર ચાર આના દર માસે આપનારનું તો પૂછવું જ શું ? એ માણસને મહિનાના મોળ રૂપિયા ઉપર ચાર રૂપિયા ભરવા પડે અને ચાર મહિનામાં તો મુદ્દલ જેટલા આપવા પડે. આ વ્યાજ ત્રણુંસે ટકા લેખે થયું. આવા વ્યાજ ભરનારા માણસો હંમેશાં કરજમાં જ રહે છે અને તેમાંથી નિકળી શકતા નથી. વ્યાજનો માર મહમ્મદ પેગંબરે ભારે જોયેલો તેથી જ આપણે કુરાન–એ–શરીફની અંદર વ્યાજને વિષેની સખ્ત આયતો વાંચીએ છીએ. તેવાં જ કારણોથી હિંદુશાસ્ત્રોમાં દામદુપટનો ન્યાય દાખલ થયો છે. જો હિંદુ અને મુસલમાન બધા આવા સખ્ત વ્યાજ નહિ ભરવાના કસમ લેશે, તો તેઓની ઉપરથી ભારે બોજો ઉતરશે. બાર ટકાથી વધારે વ્યાજ કોઇએ પણ નહિ આપવું જોઇએ.

૯. કોઇ એમ કહેશે કે આ વાત તો ઠીક છે પણ વ્યાજે લેવાયેલા છે તે કેમ ભરીએ ? એ તો હવે જિંદગીભર ચોંટેલી વસ્તુ છે. આવી સ્થિતિનો સારામાં સારો રસ્તો તો એ જ છે કે મજુર લોકોની અંદર એવાં મંડળો ઉભાં કરવાં કે જેથી એકબીજાને પૈસાની પણ મદદ મળી શકે. કેટલાકની સ્થિતિ એવી જોવામાં આવી છે કે તેઓ પોતાના વ્યાજના બોજા તળે કચરાઇ રહેલા ભાઇને મુક્ત કરી શકે છે. બહારના માણસો આમાં ઓછા જ વચમાં પડશે. જેને આપણા ઉપર પૂરો ઇતબાર છે તે જ મદદ કરી શકે. ગમેતેવું સાહસ કરીને પણ આ મહા દુઃખમાંથી મજુરોએ છૂટવાની જરૂર છે. આવાં વ્યાજ આપવાં એ કંગાળિયતનું ભારે કારણ છે, બીજાં બધાં કદાચ તેનાથી ઉતરતાં હશે.

૧૦. મજુરોની સ્થિતિ વિચારતાં નીચેનાં તત્ત્વોનો સમાવેશ થવો જ જોઇએ:—

(૧) મજુરોને નિરાંતનો વખત બચે એટલા જ કલાક કામ હોવું જોઇએ.

(૨) તેઓને પોતાને કેળવણી મળે એવું સાધન હોવું જોઇએ.

(૩) તેઓનાં બાળકોને પૂરતું દૂધ, પૂરતાં કપડાં અને પૂરતી કેળવણી મળવાનું સાધન હોવું જોઇએ.

(૪) મજુરોને રહેવાનાં ઘર સ્વચ્છ હોવાં જોઇએ.

૧૧. હું અનુભવથી જાણું છું કે મફત દવા, મફત દાક્તરી સારવાર, રહેવાની અને ઢોરચરાઈની મફત જગ્યા વિગેરે સગવડો મજુરને હંમેશને માટે ગુલામીમાં જકડી રાખવાની વેપારી જાળ ઉપરાંત બીજું કશું જ નથી. એના કરતાં તો એને પૂરી મજુરી આપવી અને તેમની પાસેથી ઘરભાડું તેમ જ દવાદાક્તરના દામ લેવામાં જ મજુરની સ્વતંત્રતા વધુ જળવાશે.

૧૨. મજુરો ઘરડા થાય, ત્યારે તેઓ નભી શકે એટલું તેઓ બચાવી શકે એવી સ્થિતિ હોવી જોઈએ.

૧૩. આમાંની એકે શરત આજે પળાતી નથી. તેમાં બન્નેનો દોષ છે. માલિકો માત્ર મજુરીની સાથે જ સંબંધ રાખે છે. મજુરનું શું થાય છે તેની તેમને દરકાર હોતી નથી. ઓછામાં ઓછો પગાર આપી વધારેમાં વધારે મજુરી લેવામાં જ તેમના પ્રયોગો સામાન્ય રીતે સમાયેલા હોય છે. મજુર વધારેમાં વધારે પગાર મેળવી ઓછામાં ઓછું કામ કેમ થાય એવી યુક્તિઓ રચે છે.

૧૪. તેથી મજુરોને વધારા મળે છે. છતાં કામમાં સુધારો નથી થતો, બન્ને વચ્ચે સંબંધ નિર્મળ નથી થતો, અને વધારાનો સદુપયોગ મજુરો નથી કરતા.

૧૫. આ બન્ને પક્ષ વચ્ચે એક ત્રીજો પક્ષ ઉત્પન્ન થયો છે. તેઓ મજુરના મિત્રો બન્યા છે. એ પક્ષની જરૂર છે. તેઓમાં તેટલે અંશે કેવળ મિત્રભાવ છે, કેવળ પરમાર્થદૃષ્ટિ છે તેટલે અંશે જ તેઓ મજુરના મિત્ર બની શકે.

૧૬. હવે સમય એવો આવે છે કે જ્યારે મજુરોને અનેક રીતે સોગઠીની જેમ વાપરવાના પ્રયત્નો થશે. આ સમય રાજ્યપ્રકરણી વિષયમાં પડનારાને વિચારવા જેવો છે. તેઓ શું કરશે ? પોતાનો સ્વાર્થ જોશે કે મજુરની અને કોમની સેવા કરશે ? મજુરને મિત્રોની જરૂર છે. મજુરો આધાર વિના આગળ નહિ જઈ શકે. તે આધાર આપનાર માણસો કેવા છે તે ઉપરથી મજુરોની સ્થિતિ આંકી શકાશે.

૧૭. હડતાળ પાડવી, કામ બંધ કરવું, એ ચમત્કારી વસ્તુ છે; પણ તેનો દુરુપયોગ કરવો કઠણ નથી. મજુરોએ મજબૂત યુનિયનો-સંઘ

બાંધવા જોઇએ. સંઘની પરવાનગી વિના હડતાળ ન જ પડાય. હડતાળ પાડ્યા પહેલાં માલિકોની સાથે મસલત પણ કરવી જોઇએ, જો માલિકો પંચ નિમે તો પંચનું તત્ત્વ દાખલ કરવું જોઇએ, અને પંચ નિમાય તો તેનો ઠરાવ માલિક–મજુર બન્નેએ ગમેતેવો લાગે છતાં કબૂલ કરવો જોઇએ.

૧૮. વાંચનાર! તમે જો તમે મજુરની સ્થિતિ કેળવવામાં રસ લેતા હો, તમે મજુરના મિત્ર બનવા માગતા હો, તમે જો મજુરોની સેવા કરવા ચાહતા હો તો તમે ઉપલા વિચારોમાંથી જોઈ શકશો કે તમારી પાસે એક જ ધોરી માર્ગ છે: બન્ને પક્ષ વચ્ચે કૌટુંબિક ભાવના પેદા કરી મજુરોને ચડાવવા. તેમ કરવા સારૂ સદાચરણ જેવો બીજો ચોકખો રસ્તો નથી. મજુરને વધારે પગાર મળે તેથી તમે સંતોષ નહિ પામો. મજુર તે કયે સાધને મેળવે છે, તે મળેલા વધારાનો શો ઉપયોગ કરે છે એ પણ તમે તપાસશો.

૧૯. એક બાબતમાં ખાસ સાવચેતી રાખવાની છે, અને તે એ કે જ્યાંસુધી મજુરો દેશની રાજકીય સ્થિતિ સમજે નહિ અને બધા લોકોના ભલાને માટે કામ કરવાને તૈયાર હોય નહિ, ત્યાંસુધી મજુરોનો રાજકારણ માટે ઉપયોગ કરવો એ ઘણું ભય ભરેલું છે. એ વાત સમજવાને માટે બુદ્ધિના બહુ પ્રયત્નની જરૂર નથી. પણ પહેલાં તો તેમણે પોતાનું ભરણ–પોષણ કરી શકવા પૂરતી તેમની પોતાની સ્થિતિ સુધારવી જોઇએ, તેથી મજુરો જે મોટામાં મોટો રાજકીય ફાળો આપી શકે તે એ છે કે તેઓએ તેમની સ્થિતિ સુધારવી, વધારે જાણકાર થવું, પોતાના હક્કોને વળગી રહેવું, અને જે કારખાનાંઓમાં તેઓ સાધન રૂપ હોય તે કારખાનાંઓના માલિકો તરફથી યોગ્ય વર્તનની માગણી કરવી. તેથી મજુરો માટે યોગ્ય પ્રગતિ એ છે કે તેમણે થોડે ઘણે અંશે કારખાનાંઓના માલિકોના ભાગીદાર થવું.

## ૧૨. મજુરોને બોધ.

૧. દુનિયામાં તમારૂં આવ્યું સાર્થક કરી તમે ચાલ્યા જવા ઇચ્છતા હો તો તમારા દરેક કાર્યની અંદર ઇશ્વરને સાક્ષી રાખજો. દરેક કાર્ય કરતાં પહેલાં તમારી જાતને પૂછજો કે આ આ કાર્ય ઇશ્વરને ગમે એવું છે કે નહિ! જો એને ગમે એવું એ કાર્ય નથી એવો તમને જવાબ મળે તો તેનો તમે ત્યાગ કરજો.

૨. જો મજુરોએ પોતાની સ્થિતિમાં સારા બનવું હોય, પોતાના શેઠની પ્રીતિ સંપાદન કરવી હોય તો તેમણે પ્રામાણિક બનવું જોઇએ. પોતાનાં વ્યસનોને છોડવાં જોઇએ, ઉદ્યોગી બનવું જોઇએ એટલે કે મહેનતુ થવું જોઇએ, આવડત રાખવી જોઇએ, અને વિવેક વાપરવો જોઇએ. વિવેક એટલે હૂકમ ઉઠાવતાં આવડવું જોઇએ. અદબથી બોલતાં આવડવું જોઇએ. અદબ રાખવી એટલે શેઠની સાથે રાખવી એટલું જ નહિ, પણ દરેકની જોડે બોલતાં અદબ રાખવી જોઇએ. શેઠને પોતાને નમીએ, સલામ કરીએ અને એ જ શેઠે નિમેલા ઉપરીનું અપમાન કરીએ એ વિનય ન કહેવાય. એક શેઠિયાએ મને કહ્યું હતું કે અમારી મીલમાં સ્પીનરો એવો વાદ લઇ બેઠા છે કે અમુક હેડ જોબરને કહાડી નાખો તે પછી જ અમે કામે ચડી શકીએ. એવા કામે નહિ ચડનાર મજુરોને હું પૂછવા ઇચ્છું છું કે એવો વિચાર જ્યારે તમે કર્યો, ત્યારે તમે પરમેશ્વરને તમારો સાક્ષી રાખ્યો હતો કે? [ જે કામ ઇશ્વરને માન્ય નથી તે કામમાં આપણો હાથ ન હોવો જોઇએ. ]

૩. [ તમારે અને તમારા શેઠ વચ્ચે ઘણી વાર પગારની બાબતમાં ઉંચા મન થાય છે, પણ દરેક વખતે ઇશ્વરને તમારૂં કામ ગમે છે કે નહિ એ તમે નથી તપાસી લેતા. એટલે મતભેદનું સમાધાન થતાં વિલંબ લાગે છે, અને ઉભય પક્ષને સહન કરવું પડે છે. યાદ રાખજો કે ] વધારે પગાર મળ્યે આપણે શાહુકાર નથી થઇ શકતા. વળી શાહુકાર થવું એ જ બધું નથી.

તમને વધારે પગાર મળી શકે એટલો જ પ્રયત્ન કરવા સારૂ તમારા સહાયકોએ પોતાની જિંદગી અર્પેલી નથી. પોતાની જિંદગી તમને સમર્પણ કરવાનો હેતુ તો એ છે કે તમે પૈસેટકે સુખી થાઓ, તમે ધાર્મિક થાઓ, નીતિના કાયદા પાળો, વ્યસનો છોડો, કમાણીનો સારો ઉપયોગ કરો, તમારાં ઘર સારાં રાખો, તમારાં છોકરાં કેળવણી પામો, એટલે કે તમારી આર્થિક, માનસિક અને નૈતિક સ્થિતિ સુધારો.

૪. આર્થિક સ્થિતિમાં ઘણો સુધારો થયો છે, પણ હજુ વધારે થવાની જરૂર છે. તે સુધારો બે રીતે થઈ શકે. મીલ માલેકોની સાથે હળીમળીને અથવા તેઓને દબાવીને. પહેલો રસ્તો એ જ ખરો છે. પશ્ચિમમાં મજુરવર્ગ અને માલિક વચ્ચે હંમેશાં ઝઘડા થાય છે, એકબીજાની વચ્ચે વેર વધે છે અને એક બીજા પોતાને શત્રુ લાગે છે. એવો પવન હાલમાં હિન્દુસ્થાનમાં પણ વાઇ રહ્યો છે. તે જો ઘર કરે તો હિન્દુસ્થાનના ઉદ્યોગો નાશ પામે અને અશાંતિ ફેલાય. મજુરો વિના માલિકને ન ચાલે અને મજુરો માલિક વિના મજુરી ન મેળવી શકે. એ વાત બન્ને પક્ષ ખ્યાલમાં રાખે તો તકરાર ન થાય. પણ અહિં હું માલિકોની ફરજ નથી તપાસતો. મજુરો એકલા જ જો પોતાના હક્કો સમજે અને તે મેળવવા શુદ્ધ ઉપાય લે તોપણ બન્નેને લાભ થાય. તેમાં બે વાતની જરૂર છે. માગણી વ્યાજબી હોવી જોઇએ અને માગણી કબૂલ કરાવવાના સાધન સાફ હોવાં જોઇએ. માલિકોની કફોડી દશા જોઇને કરેલી માગણી વ્યાજબી ન ગણાય. મજુરોનું ભરણપોષણ થાય, તેઓનાં છોકરાં કેળવણી પામે એવો પગાર મેળવવો એ વ્યાજબી માગણી. માલિકોની ઉપર દાબ ન મૂકતાં તેમની ન્યાયવૃત્તિને જાગ્રત કરવી, પંચ નિમી ઇન્સાફ મેળવવો એ સાધનની શુદ્ધતા.

૫. આમ શુદ્ધ સાધનો વડે ન્યાય મેળવવા સારૂ મહાજનમંડળો નિમવા જોઇએ. તેની શરૂઆત થઇ છે. દરેક વિભાગના મજુરો પોતાના મહાજનમંડળો તરત બાંધી લેશે એવી હું ઉમેદ રાખું છું. મહાજનમંડળનાં કાયદા ઘડાય તેને દરેકે પૂરતું માન આપવું જોઇએ. મહાજનની મારફતે જ હરકોઇ મજુર માલિકો પાસેથી દાદ મેળવે અને ન મળે તો પંચ નિમે. પંચનું તત્ત્વ માલિકો અને મજુરોએ કબૂલ કર્યું છે એ સંતોષની વાત છે. મારી ઉમેદ છે કે બન્ને પક્ષ એ તત્ત્વને ખીલવીને હડતાળો

વિગેરે હંમેશને સારૂ બંધ કરશે. જ્યારે જ્યારે પોતાને ઇન્સાફ ન મળે, ત્યારે ત્યારે હડતાળ પાડવાનો મજુરોને હક્ક છે એ નિ:સંદેહ છે, પણ જ્યારે પંચનું તત્ત્વ દાખલ થાય, ત્યારે હડતાળ પાડવી એ પાપ ગણાવું જોઇએ.

૬. હડતાળને બદલે આપણને બીજું હથિયાર હડતાળથી ઘણું જ સુંદર હથિયાર હાથ લાગ્યું છે. આપણે કંઇ કારણથી કચવાયા હોઇએ અને શેઠની પાસે વિવેકની વાત કરતાં પણ કંઇ દાદ ન મળે અને આપણને સંતોષ ન થાય, ત્યારે આપણે મહાજન પાસે જવું જોઇએ, અને ત્યાંથી પણ સંતોષ ન મળે, ત્યારે પંચ પાસેથી દાદ મેળવવી જોઇએ. એ પંચ જ્યાંસુધી છે, ત્યાંસુધી હડતાળ પાડી જ ન શકાય.

૭. [ જ્યારે મહાજન ફરમાવે કે કામ ઉપર ચડી જાઓ, ત્યારે તરત કામે લાગી જવું, અને જેઓ કામે ન ચડે તેમને ચડી જવા મનાવવા, પણ તેમાં કોઇની ઉપર બળાત્કાર કરવાનો નથી. કોઇને ગાળ કે ટુંકારો સરખો કહેવાનો નથી, લાકડી વાપરવાની નથી. માત્ર તમારે તેમને વિનવવું, તેમને પગે પડવું, પાઘડી ઉતારવી, દલીલ કરવી અને કહેવું કે આ તમારો ધર્મ છે. મહાજનના સભાસદો હોય એવા માણસો જો તોછડાઇ—ઉદ્ધતાઇ વાપરે, મીલમાં ન જતાં હોય, તો તેમને મહાજનમાં રહેવાનો અધિકાર જ નથી.

૮. આ પ્રમાણે શુદ્ધ સાધનો વડે જ જેમ પગાર વધવાની જરૂર છે, તેમ જ મજુરીનો વખત ઓછો થવાની જરૂર છે. મજુરો બાર કલાક અને તેથી પણ વધારે કામ કરતા જોવામાં આવે છે. એટલા કલાક કામ કરનારને માનસિક કે નૈતિક સ્થિતિ સુધારવાનો વખત ન જ રહે અને તેની હાલત પશુ સમાન જ થઇ જાય. આવી દશામાંથી આપણે છૂટવું જ જોઇએ. તેમ છતાં દેશના ઉદ્યોગને નુકસાન ન પહોંચવું જોઇએ એ યાદ રહેવું જોઇએ.

૯. માલિકોની પાસેથી હું એ રાવ સાંભળ્યા કરૂં છું કે મજુરો આળસ કરે છે, વખતની ચોરી કરે છે અને કામ ધ્યાનપૂર્વક કરતાં નથી. બાર કલાક કામ કરનાર મજુરની પાસેથી ધ્યાનની કે ખંતની હું બહુ આશા ન રાખું, પણ જ્યારે મજુરો દશ કલાક જ કામ કરવાની આશા રાખે, ત્યારે હું જરૂર એવી ઉમેદ રાખું કે તેઓ બાર કલાકમાં જેટલું કામ કરે છે તેટલું જ બલ્કે તેથી સારૂં દશ કલાકમાં કરી દેશે. શેઠનું કામ ન કરવું છતાં તેના ઘરમાં વસવું અથવા તેનું નિમક ખાવું એ અનીતિ ગણાય.

ઈંગ્લાંડમાં ઓછા કલાકો કરવામાં આવ્યા, ત્યાં પરિણામ સરસ જ આવેલાં છે. મજુરો મજુરો મટી માલિકોનું કામ પોતાનું સમજી તેમાં સુધારો વધારો કરતા જ રહેશે, ત્યારે તેઓ વધશે અને દેશના ઉદ્યોગો પણ વધશે. એટલે હું માલિકોને બારના દશ કલાક કરવાની અરજી કરૂં અને મજુરોને તે દશકલાકમાં બાર કલાક જેટલું કામ આપી દેવાની સલાહ આપું.

૧૦. કેટલીક વાર આપણે જે માગીએ તે આપણને મળે છે; પણ આપણે જે અયોગ્ય હોય તે ન માગવું જોઇએ. જો માગીએ તો જે તહોમત આજે માલિકો પર છે તે જ આપણી ઉપર આવે. તેઓ લોકોના દુઃખનો ખોટો લાભ લે છે એ તેમના ઉપરનું તહોમત છે. આપણે તેમના જેવા ન થવું ઘટે. આપણી માગણી વ્યાજબી હોવી જોઇએ. મજુરોની માગણી તો વ્યાજબી જ હોય છે.

૧૧. મજુરોનો માલેક સાથેનો સંબંધ ભાગીદાર જેવો હોવો જોઇએ. બાપ દીકરાનો જે સંબંધ હોય છે તેવો સંબંધ માલેક અને મજુર વચ્ચે હોય એ જ યોગ્ય છે. જેમ દીકરો બાપના જ્ઞાન અને અનુભવનો લાભ લે છે તેવી મજુરોની સ્થિતિ હોવી જોઇએ. માલેક મજુરોને ચૂસે નહિ અને મજુરો માલેકને છેતરે નહિ, એવી સ્થિતિ લાવવા માટે હું પ્રયત્ન કરી રહ્યો છું.

૧૨. હું શેઠિયાઓને કહું છું, વિનન્તિ કરૂં છું, મજુરોના પ્રતિનિધિ તરીકે હું હાથ જોડીને તેમને વિનવી જ શકું કે તમે મજુરોની સાથે ઉદારતાથી વર્તજો, તમે મજુરોની ઉપર મીઠી નજર રાખજો. મેં તો મજુરોની વતી કબૂલી લીધું છે કે મજુરો જો ગેરવર્તણુક કરે, તમારો કંઇ ગુન્હો કરે તો તમે એમને કહાડી મૂકજો. તેમાં હું વચ્ચે નથી પડવાનો, પણ તમને મારી એટલી વિનન્તિ છે કે માણસો ઉપર તમે રહેમ રાખજો. કોઇ મોટો હોય, જરા અગ્રેસર હોય માટે એને કહાડી નહિ મૂકજો. એક શેઠે મને કહ્યું છે કે મારે મજુરોનો એક પૈસો પણ નથી જોઇતો. મજુરોનો પૈસો લઇને અમે કરોડ નિસાસા નથી લેવાના. તેમને રૂપિયો આપીને અમે રાજી થઇશું, તેમનો પૈસો લઇને નહિ. તેમણે મને આમ અનેકવાર કહેલું છે. તેમણે વળી કહ્યું છે કે મજુરો જો મારી ઉપર સવાર થઇ આવે તો કેમ કંઈ આપી શકાય ? તેઓ ભાઇબંધીથી નોકર થઇને આવે તો રૂપિયો આપી શકાય. મેં કહ્યું કે શિરજોરીથી જો કોઇ તમારી પાસે લેવા આવે તો

જરૂર તેને કંઇ પણ નહિ આપજો. વિનયપૂર્વક પણ મજુરનાથી પોતાના અધિકારથી વધારે માગી ન શકાય. જો મજુરો તરફથી વિનય અને ન્યાયનો ઉપયોગ થાય અને શેઠિયાઓ તરફથી ઉદારતા અને ન્યાયનો ઉપયોગ થાય તો તમારે કોઇનું પણ કંઇ કામ નથી પડવાનું.

૧૩. દિવસે દિવસે આપણામાં ખાનદાનીની જડ ઉંડી જતી જાય છે. તમે તાલીમબાજ બનો, ખાનદાન બની જાઓ. કોઇ વાત તમને ન રુચે અને તમે નાપસંદગી બતાવી સામે થાઓ એ જૂદી વાત, પણ તમે શિરજોરી કરો એ કેમ ચાલે? [ જેટલું જોર વિનયમાં છે, શાંતિમાં છે તેટલું જોર ઉદ્ધતાઇમાં, જબરાઇમાં નથી. ]

૧૪. મારો પોતાનો ધર્મ તો એ છે કે જયાં જયાં અન્યાય જોઉં ત્યાં તેની સામે થવું. જો મજુરો શેઠિયાઓ સામે અન્યાય કરશે તો જેમ હું સરકારની સામે થઇ શકું છું, શેઠિયાઓની સામે થઇ શકું છું તેમ મજુરોની સામે પણ થઇ શકીશ.

૧૫. આજ જો હું તમારી પાસેથી લાંચ લઉં, તમે મારાં વખાણ કરો, હારતોરા ચડાવો એ પણ એક જાતની લાંચ જ છે. તેમ છેતરાઇને ફૂલાઇ જાઉં, તો કાલે શેઠિયાઓ પાસેથી યે લાંચ લેતાં શીખીશ. મારી કિંમત હું ન્યાય જોખાવી શકું ત્યાંસુધી જ રહેશે. જો તમે અન્યાય કરો તો મારે તમારી સામે થઇને ન્યાય જોખાવવો પડે. હું આ દુનિયામાં કોઇની સામે થતો નથી. હું નથી શેઠિયાઓની સામે થતો, નથી મજુરોની સામે કદિ થવાનો, પણ એ બન્નેના અન્યાયની સામે હું જરૂર થાઉં.

૧૬. આપણને મળે તે પૈસા અને વખતનો ઉપયોગ કઇ રીતે કરવો તેનો હવે વિચાર કરીએ. પગારનો ઉપયોગ દારૂ વિગેરેના વ્યસનમાં અને બચેલો વખત જુગારમાં જાય તો ઓલામાંથી નિકળીને ચૂલામાં પડ્યા બરોબર થાય. દારૂ બીડીનું વ્યસન છોડી મજુરોએ બચેલો પૈસો પોતાની અને કુટુંબની કેળવણીમાં વાપરવો. જુગાર ગપ્પાં વિગરે બંધ કરી બચેલો વખત શીખવામાં ગાળવો.

૧૭. આ બન્ને કાર્યમાં માલિકો બહુ મદદ કરી શકે છે. મજુરોને સારૂ સ્વચ્છ દૂધ, નાસ્તા વિગેરેની દુકાનો કહાડે, વાંચનશાળા સ્થાપે, તેઓને સારૂ નિર્દોષ રમતો યોજે તો સહેજે મજુરો વ્યસનોમાંથી નિકળી જાય.

૧૮. આવાં જ કાર્યો મહાજનમંડળ પણ કરી શકે, તેઓએ કરવાં જોઇએ. મહાજનને માલિકોની સામે લડવાનું સાધન ગણવા કરતાં તેનો વધારે સારો ઉપયોગ તો તે મારફત આંતરસ્થિતિમાં સુધારો કરવામાં છે.

૧૯. મજુરો પોતાનાં છોકરાંને નિશાળોમાંથી બચાવી લઇ મજુરીએ ચડાવે છે એ તો અધમ હાલત જ ગણાય. કોઇ સારી ગણાતી પ્રજા પોતાનાં છોકરાંનો આવો દુરુપયોગ નથી જ કરતી. કમતીમાં કમતી ૧૬ વર્ષ સુધી તો છોકરાંઓને ભણાવવાં જ જોઇએ. તે જ રીતે ધીમે ધીમે બૈરાંઓએ મજુરીનો ત્યાગ કરવો જોઇએ. સ્ત્રી અને પુરુષ એકબીજાના ભાગીદાર હોય તો પોતાના કામની વહેંચણી કરવાથી જ તેઓ પોતાના ઘરસંસારને શોભાવી શકે. મા ડાહી હોય ત્યાં ઘરકારભાર ચલાવવામાં, બાળકોને સાચવવા–કેળવવામાં તેનો બધો વખત વહી જાય છે. જ્યાં ધણી–ધણીઆણી બન્નેને આજીવિકાને સારૂ મજુરી કરવી પડે છે, ત્યાં પ્રજા છેવટ કંગાળ બને છે, કેમકે એમ કરનારી પ્રજા દેવાળિયાની જેમ પોતાની મૂડી ઉપર રહેનારી ગણાય. મજુરોએ પોતે અને તેમની પ્રજાને જેમ અક્ષર કેળવણી લઇ બુદ્ધિ ખીલવવાની જરૂર છે, તેટલી જ જરૂર નૈતિક કેળવણી લેવાની છે.

૨૦. નીતિની કેળવણી એટલે ધર્મનું ભાન થવું. જેને ધર્મ ઉપર આસ્થા બેઠી છે, જે તેના સ્વરૂપને સમજે છે, તેની સાથે જગત્ એકંદરે કજીઓ કરતું નથી, અને કરવા આવે તો પેલો પુરુષ તેને વિનયપૂર્વક દૂર કરાવી શકે છે. અહિં ધર્મનો અર્થ માત્ર નિમાજ પઢવા કે મંદિરોમાં જવું એ નથી, પણ પોતાને ઓળખવો, ઇશ્વરની પીછાણ કરવી એ છે. અને જેમ જેને વણતાં ન આવડે તે વણકર નથી થઇ શકતો તેમ જે અમુક નિયમોનું પાલન નથી કરતો તે પોતાને ઓળખી જ નથી શકતો. એવા નિયમોમાં ત્રણ મુખ્ય નિયમો આખા જગતમાં સ્વીકારાયેલા છે. એક એ છે કે સત્યનું પાલન કરવું. જે સાચું બોલી નથી જાણતો એ તો ખોટો સિક્કો છે. તેની કિંમત જ નથી. બીજું પારકાને દુઃખ ન દેવું. જે પરને પીડા કરે છે, પારકાનો દ્વેષ કરે છે, તેને નુકસાન કરે છે, એ માણસ જગતમાં રહેવાને લાયક નથી, કેમકે તેનું જગત્ વેર કરે છે. તેથી તેને હંમેશાં જગતથી ડરીને રહેવું પડે છે અને જગત્ તેનાથી ડરે છે. પૃથ્વી પ્રેમથી બંધાયેલી છે. વસ્તુ માત્રમાં આકર્ષક શક્તિ રહેલી છે તેથી તો આપણે નભી શકીએ છીએ.

જગતના નિયમો જાણનારા શાસ્ત્રીઓ કહે છે કે જો આકર્ષક શક્તિ પરમાણુ માત્રમાં ન હોય, તો આપણો પૃથ્વીનો ગોળો તે ભરભર ભૂકો થઇ જાય, એટલે આપણે જીવવું એ જ અશક્ય થઇ પડે. જડ પદાર્થમાં એક બીજાને વળગી રહેવાની શક્તિ છે તેવી જ શક્તિ ચેતન પદાર્થમાં એટલે આપણામાં હોવી જોઇએ. આકર્ષક શક્તિનું નામ પ્રેમ છે. એ પ્રેમ વિના જગત્ ન નભે. એવો પ્રેમ આપણે પિતા–પુત્ર વચ્ચે, ભાઇ–બહેન વચ્ચે, મિત્ર–મિત્ર વચ્ચે તો અનુભવીએ છીએ. પણ આખા જગત્ પ્રત્યે પ્રેમ રાખતાં શીખવું તેમાં ઇશ્વરની ઓળખ છે. જ્યાં પ્રેમ ત્યાં જ ક્ષેમ છે. જ્યાં વેર ત્યાં નાશ છે. તમે આખા જગતની ઉપર પ્રેમ રાખો એ મારી તમારી પાસે માગણી છે.

૨૧. ત્રીજો નિયમ એ છે કે આપણે આપણા વિષયોને જીતવા. તેને સંસ્કૃતમાં બ્રહ્મચર્ય કહે છે. બ્રહ્મચર્યનો હાલ સાંકડો અર્થ કરવામાં આવે છે તે અર્થ તો છે જ. પણ જે માણસ મોજશોખમાં પડ્યો રહે છે તે કુંવારે હોય અથવા પત્નીવ્રત પાળતો હોય તોપણ બ્રહ્મચારી ન ગણાય. વિષયો માત્રને અંકુશમાં રાખી શકે એ જ પોતાને ઓળખી શકે છે. જે માણસ પોતાના વિષયોને રોકે છે તે જ બ્રહ્મચારી, તે જ ઇમાનદાર, તે જ ખરે હિન્દુ, તે જ ખરો મુસલમાન. કાને ભૂંડી વાતો સાંભળવી, એબવાળાં ગાયનો સાંભળવાં એ વિષય કર્યો ગણાય. જીભે પરમેશ્વરનું નામ લેવાને બદલે અપશબ્દો જ કહાડવા, ગાળ વિના મોઢું ઉઘડે જ નહિ એ વિષયવાન્ ગણાય. તેમ જ બીજી ઇંદ્રિયોને વિષે ગણવું. જે પોતાની બધી ઇંદ્રિયોને રોકી કાબુમાં રાખી શકે છે તે જ પુરુષ-મર્દ ગણાય. આપણે ઘોડેસ્વાર જેવા ગણાઇએ. ઘોડાને જે કાબુમાં નથી રાખી શકતો તે સ્વાર પછડાય છે જે ઘોડાની લગામ પકડી તેને નિયમમાં રાખી શકે છે તે પોતાને મુલક પહોંચે છે, તેમ જ જે પુરુષ પોતાની ઇંદ્રિયોને કાબુમાં રાખી સીધે માર્ગે દોરી જાય છે તે ઠેકાણે પહોંચવાલાયક બને છે, તે જ સ્વર્ગનો કે જગતનો અધિકારી બને છે, તે જ મોક્ષાર્થી કે ખુદાની પહેચાન કરનારો બની શકે છે. આ મેં બહુ ઉંડી વાત કરી છે એમ માની તમે ફેંકી ન દો એવી મારી તમારા પ્રત્યે અરજી છે.

૨૨. આ સત્યાદિ નિયમો વિના આપણી ઉન્નતિ હરગીઝ નથી થનારી એ તમે ખચિત માનજો. મેં તમને પુસ્તકોમાંથી ગોખી રાખેલી વાત નથી

કરી, પણ મારા પોતાના અનુભવની વાત કરી છે. તમારી સાથેનો મારો સંબંધ પણ હું એટલા જ કારણસર રાખું છું કે તમારા બધા ઉપર પ્રેમ રાખી, તમારા દુઃખમાં ભાગ લઇ હું કદાચ ઇશ્વરને ઓળખી શકું અને તેની ભેટ કરી લઉં. તમે સત્યવાદી ન થઇ શકો, તમે બીજાને દુઃખ દેનારાં રાક્ષસ બનો, તમે આખો દહાડો વિષયોનો જ વિચાર કરો તો તમને ચોગણો પગાર મળે અને ચોથા ભાગનું જ કામ કરવું પડે તોયે શું? પગાર વધરાવવો છે, વખત બચાવવો છે, કેમકે આપણું ઘર, આપણું શરીર, આપણું મન, આપણો આત્મા આપણે શુદ્ધ કરવાં છે. તે શુદ્ધિને સારૂ વધારે પૈસાની અને વધારે વખતની જરૂર માની તે બન્ને મેળવવા આપણે મહેનત કરીએ છીએ. પણ જો તે હેતુ ન હોય તો આપણે પૈસો મેળવવો અને વખત બચાવવો તે વધારે પાપ કરવાનાં સાધન એકઠાં કરવાં જેવું થાય.

૨૩. તમારે સારૂ બીજા એવી આશાએ મહેનત કરે છે કે તમે સારા થાઓ અને સુખી થાઓ તમે તમારી ખરાબ આદતો છોડો, તમે પૈસો બચાવતાં શીખો, તમે કરજદાર મટો, તમે સારાં ઘરોમાં રહો, તમારાં છોકરાં ભણે ગણે, તમે સ્વચ્છ રહો, તમે પોતે ફુરસદના વખતમાં સારૂં વાંચો, વિચારો અને દરેક રીતે સમાજમાં દીપો.

૨૪. તમને મદદ કરનારા તમને કેવળ વધારે પગાર કે બક્ષીસો અપાવીને સંતોષ પામે તેમ નથી. તમે જો કેવળ પગાર વધારવાને જ સારૂ તેમની સેવાનો સ્વીકાર કરો અને તમારા જીવનમાં સુધારો ન કરો તો તમે તેઓની સેવા ખોઇ બેસો અને જે પ્રજામત તમારી તરફ હોય એ પછી તમારી તરફ ન રહે.

૨૫. તમે સારા થાઓ એટલું જ નહિ, પણ તમે દેશમાં ચાલતી ધાર્મિક અને આત્મશુદ્ધિની લડતમાં ભાગ લો. મજુરો એટલા બધા ગરીબ નથી કે તેઓ ખાદી ન વાપરી શકે. તેઓ ખાનદાન પોષાક જ પહેરે. પોતાનું સૂતર, પોતાનો રેંટિયો, પોતાની સાળ તેઓ રાખે, અને પોતાને હાથે ખાદી વણીને પોતે પહેરે. તેમ ન બને ત્યાંસુધી મારી પેઠે લંગોટી પહેરવી પડે તોપણ બહેતર.

૨૬. હું કહું છું કે તમે બજારની ખાદી પણ ન પહેરો. હાથની જ અને તમે પોતે તૈયાર કરેલી ખાદી વાપરો.

૨૭. તિલક સ્વરાજ્ય ફાળામાં પૈસા આપવા, મહાસભાના ચોપડે નામ નોંધાવવાં અને ઘરમાં ચરખો દાખલ કરવો એ મજુરોની ફરજ છે. ઘરમાં ચરખો દાખલ કર્યો એટલે તમારે માટે દુષ્કાળનો વીમો ઉતરી ચૂક્યો એમ સમજજો. મજુરોએ મીલનું કાપડ ન પહેરવું જોઇએ અને સમજી જવું જોઇએ કે મીલનું કાપડ તો જે કંગાળ માણસો છે તેવાને માટે છે.

૨૮. સરકારથી આપણે ન ડરીએ, ખુદાથી જ ડરીએ. મારા ધારવા પ્રમાણે તો ખૂનામરકી એ આપણે માટે પાપ છે, અને જ્યાંસુધી હિંદુ-મુસલ્માન વચ્ચેના દસ્તાવેજ કાયમ છે, ત્યાંસુધી મુસલમાનને માટે પણ અશાન્તિ અથવા ખૂનામરકી એ હરામ હોવી જોઇએ. જ્યારે જ્યારે મજુરો ખીજાય, ત્યારે જો તેઓ કાયદાનો ખૂની ભંગ શરૂ કરે અને જાનમાલને નુકસાન કરે તો તેઓ અપરાધ કરે અને હિન્દુસ્થાનને પારાવાર ખમવું પડે. કોઇ કોઇ વેળા ખૂનામરકીનો દેખીતો લાભ મળતો જોવામાં આવે છે, તેથી તમે ભોળવાઇ ન જાઓ એમ હું ઇચ્છું છું. મેં સત્યાગ્રહનો અને તેના કાયદાના સવિનય ભંગનો પ્રચાર કર્યો, તેનો અર્થ એવો કદિ ન હતો કે કાયદાનો ખૂની ભંગ થઈ શકે. સત્યનો શુદ્ધ પ્રચાર ખૂન કરીને થાય જ નહિ એ મારો અનુભવ છે. જેને પોતાના સત્ય ઉપર વિશ્વાસ છે તે તો સમુદ્ર જેટલી ધીરજ રાખે; અને સવિનય ભંગ તે જ કરી શકે કે જેણે કાયદાનો અવિનયી, ફોજદારી ખૂની ભંગ કદિ ન કર્યો હોય અને કદિ ન કરે. જેમ માણુસ એકી વખતે ગરમ અને નરમ ન હોઇ શકે તેમ કાયદાનો સવિનય અને અવિનય ભંગ એકી વખતે ન કરી શકે. અને જેમ શાંતિ તે રોજ ગુસ્સાને મારવાની તાલીમ લીધા પછી જ આવી શકે છે, તેમ જ કાયદાનો સવિનય ભગ કરવાની શક્તિ પણ કાયદાને સદા માન આપવાથી જ આવી શકે છે, અને જે માણુસ ઘણી લાલચને વખતે લાલચોથી દૂર રહી શકે તે જ જીત્યો કહેવાય, તેમ ગુસ્સો કરવાનો ભારે પ્રસંગ આવ્યા છતાં પણ જે ગુસ્સાને રોકી શકે છે તેણે જ તેને જીત્યો કહેવાય.

૨૯. હિંદુઓ મુસલમાન વિષે તેમનાં મનમાં કાંઇ પણ મેલ હોય તો તે કહાડી નાખે. મુસલ્માન પણ હિંદુઓ વિષે પોતાના મનમાં મેલ હોય તે કહાડી નાખે. કોઇ પણ મજુર દારૂ ન પીએ, ચોરી ન કરે, ઢેડ કે ભંગીને અસ્પૃશ્ય ન ગણે એ આશા હું તમારી પાસેથી રાખું છું.

૩૦. તમે ખિલાફત તરફની, પંજાબ તરફની, અને સ્વરાજ્ય બાબતની તમારી ફરજ સમજો અને બજાવો. તેમ કરવું હોય તો તમારે બૂરી આદતો છોડવી જ જોઇએ. આપણે ઇશ્વરને નામે લડી રહ્યા છીએ. શું ઇશ્વર શરાબી, જુગારી કે વિષયીને મદદ કરનારો છે? શરાબી મુસલમાન ખિલાફતનું શું ભલું કરે? શરાબી હિંદુ તેના મુસલમાન ભાઇને શી મદદ કરવાનો?

૩૧. જ્યારે જ્યારે તમારા પગારમાં વધારાની કે તમારે સારૂ બક્ષીસની વાત હું માલિકો પાસે કરૂં છું, ત્યારે ત્યારે તેઓ મને કહે છેઃ 'તમે વધારો માગીને શું કરશો? શું કામદારો તેમાંથી સારો ખોરાક લેશે? સારાં કપડાં લેશે? પોતાનાં છોકરાં ભણાવશે? કે તેઓ તેનો વધારે દારૂ પીશે?' આ સાંભળું છું ત્યારે મારૂં માથું શરમને માર્યે નીચે નમે છે. આવી કફોડી સ્થિતિમાંથી તમારે મને ઉગારી લેવો જોઇએ. શરાબ છોડીને જ તમે તેમ કરી શકો છો.

૩૨. તમે વાંચનાર તો શરાબ નહિ પીતા હો, પણ તમારા સાથીને સારૂ તમે કેમ જવાબદાર થઇ શકો? એ પ્રશ્નનો જવાબ એ છે કે સાથીને સારૂ જવાબદાર થવામાં જ સ્વરાજ્ય છે. સાથીને મનાવવો અને શરમાવવો એ તમારૂં કામ છે. દારૂ પીનાર કામદારની તમે જ ચોકી કરો. એમના સુધારાનો બોજો તમારી ઉપર જ હોવો જોઇએ, અને આમ તમે તમારામાં દહાડે દહાડે સુધારા કરતા જાઓ, ત્યારે જ પગારના વધારા, ઇનામો વિગેરે શોભે. જો તમે સુધારા ન કરી શકો તો તમારી તરફ લોકલાગણી હંમેશાંને સારૂ ન જ રહી શકે, એ તો તમે સમજી શકો એવી વાત છે. તેથી મારી ઉમેદ છે કે આ શરાબની બદીને તો તમે ખૂબ પ્રયત્ન કરીને કહાડશો.

# ૧૩. હડતાળ વખતે મજુરનું કર્તવ્ય.

૧. [ જ્યારે મજુરોને શેઠના તરફથી અસંતોષ થાય અને શેઠ તરફથી કંઇ દાદ ન મળે, અને પંચ ફરમાવે ત્યારે જ હડતાળ પાડી શકાય. ] હડતાળ ફત્તેહમંદ બનાવવાની શરતો સાદી છે; અને જ્યારે નીચેની શરતો પાળવામાં આવે છે, ત્યારે કોઇ હડતાળ નિષ્ફળ જતી નથી:—

(૧) હડતાળ પાડવાનું કારણ ન્યાયી, પ્રામાણિક હોવું જોઇએ.

(૨) હડતાળ પાડનારાઓ વચ્ચે વ્યાવહારિક રીતે એક મત હોવો જોઇએ.

(૩) હડતાળ ચાલે તેટલા વખત સુધી તેઓ પોતાનું પોષણ કરવાને શક્તિમાન્ હોવા જોઇએ; તેમણે પોતાનાં મંડળોનાં ફંડનો ઉપયોગ ન કરવો જોઇએ, અને તેમણે ઉપયોગી અને લાભકારી એવા કોઇ કામચલાઉ ધંધામાં જોડાઇ જવું જોઇએ.

(૪) હડતાળ ન પાડનારાઓ સામે જબરદસ્તી ન થવી જોઇએ.

(૫) જ્યારે હડતાળિયાઓની જગ્યાએ કામ કરવાને બીજા પૂરતા મજુરો હોય તે વખતે હડતાળ ઉપાય રૂપ થઇ શકતી નથી. તેવે વખતે માલિકો તરફથી ગેરવ્યાજબી વર્તન, ટૂંકી રોજી કે એવા જ કોઇ કારણને લીધે નોકરીનું રાજીનામું આપવું એ જ ઉપાય છે.

(૬) ઉપલી બધી શરતો ન પાળવામાં આવી હોય તેવા પ્રસંગે પણ હડતાળો ફત્તેહમંદ થઇ છે, પણ તે એટલું જ સાબિત કરે છે કે નોકરી કરતા મજુરો નબળા હતા અને તેમનો અંતરાત્મા દોષિત હતો. ખરાબ દાખલાઓનું અનુકરણ કરવાથી આપણે ઘણી વાર ભયંકર ભૂલો કરીએ છીએ. સૌથી સહિસલામત વાત એ છે કે જેનું આપણને અપૂર્ણ જ્ઞાન હોય તેવા

દાખલાઓનું અનુકરણ કરવું નહિ, પરંતુ ફત્તેહને માટે આવશ્યક જે શરતો આપણે જાણીએ તથા સ્વીકારીએ તે શરતો પ્રમાણે આપણે ચાલવું.

૨. હડતાળ કે નિરુદ્યમી દિવસોમાં જો મજુરોની પાસે કાંઇ પૈસો નથી તો તેમની પાસે કામ કરી શકે એવા હાથ અને પગ છે, અને દુનિયામાં એવો એકે ભાગ નથી કે જ્યાં મજુર વિના ચાલી શકતું હોય તેથી મજુર જો બરોબર સમજે તો જાણી શકે કે ખરી સત્તા તેની છે. મજુર વિના પૈસો રાંક છે, પણ એવી સત્તા ભોગવનાર મજુર નમાલો ન થઇ જાય માટે તે સત્યવાદી હોવો જોઇએ. તેને જૂઠું બોલવાનું કાંઇ કારણ તો રહેતું જ નથી. સત્ય બોલવાવાળા હંમેશાં એકવચની રહેશે.

૩. તેનામાં હિંમત હોવી જોઇએ. ' મારી નોકરી ગઇ ' ' હવે મારૂં શું થશે ? ' એવી ફોકટ ધાસ્તી રાખી આપણામાંના ઘણા સદા ગુલામગીરી કરીએ છીએ. આપણામાં ન્યાયબુદ્ધિ હોવી જોઇએ. જો આપણે લાયકાત ઉપરાંત માગીએ તો તે આપણને ન મળે. આપણે માલિકની ઉપર કોઇ પણ પ્રકારનો ગુસ્સો ન કરવો ઘટે, અને તેની ઉપર વેરભાવ પણ ન રાખવો જોઇએ. ઇન્સાન માત્ર ભૂલને પાત્ર છે એમ સમજવું જોઇએ.

૪. આપણામાં કહેવત છે કે નવરો બેઠો નખ્ખોદ વાળે, એટલે માણસો નવરાં બેસી રહે એ સારૂં ગણાય જ નહિ. જેણે હંમેશાં આખો દહાડો કામ કરેલું છે તે માણસ એકદમ કામ વિનાનો થઈ જાય તો તેને એ બહુ ભારે પડી જાય છે. દિવસ કેમ ગુજારવા તેનો વિચાર કરવા પહેલાં કામ વગરના થઇ પડેલાઓએ શું ન કરવું એ કહી જવું જરૂરનું છેઃ—

(૧) જુગાર રમવામાં વખત ન ગૂમાવવો.

(૨) દિવસે ઉંઘવામાં વખત નહિ ગાળવો.

(૩) આખો દહાડો વાતો જ કર્યા કરવામાં વખત નહિ ગાળવો.

(૪) ઘણા માણસોને ચ્હાની દુકાનોમાં જઇ ત્યાં નકામા ટાઘલાં કરવાની અને વગર જરૂરનું ખાવા-પીવાની આદત પડી જાય છે. આવાં ચ્હાખાનાં વિગેરેનો તદ્દન ત્યાગ કરવો.

૫. હવે તેઓએ શું કરવું તે વિચારીએ: પોતાના ઘરબાર અને આંગણાં સાફ કરવાં અને ઘરો સમારવાં. ભણેલાઓએ વાંચનાલયો કે પુસ્તકાલયોમાં જઈ પુસ્તકો વાંચવામાં અને પોતાનું ભણતર વધારવામાં વખત ગાળવો. જેઓને ઝીણા ધંધાઓ માલમ છે, જેવા કે દરજીના, સુતાર કામના, કોતર કામના, તેવા માણસોએ પોતે કામ શોધી કહાડવું, પોતાની આજીવિકા મળે એ ધંધા સિવાય દરેક માણસે એક બીજા ધંધાનું ઓછુંવત્તું જ્ઞાન મેળવી લેવું. એટલે પોતે કાંઈક સહેલો નવો ધંધો શીખવામાં પણ પોતાનો કાળ ગાળવો.

૬. જે ધંધાની માણસના જીવનને સારૂ જરૂર છે તે ધંધામાં નીચ–ઉચ્ચપણાનો તફાવત હોય જ નહિ. તેમ જ આપણે જાણતા હોઈએ તે સિવાય બીજો ધંધો કરવામાં શરમ પણ ન હોય. કપડાં વણવાં અને પત્થર ફોડવા, અથવા લાકડાં વહેરવાં કે ફાડવાં, ખેતરમાં મજુરી કરવી, એ બધા જરૂરના અને માન આપવાલાયક ધંધા છે. એટલે મજુરોએ નવરા બેસી વખત ગૂમાવવાને બદલે ઉપર બતાવ્યા પ્રમાણે કાંઈક સારા કામની અંદર રોકાઈ પોતાનો વખત ગૂજારવો.

૭. હકીકતમાં મજુર એટલો બધો સ્વતંત્ર છે કે તેને જો પોતાની દશાનું ભાન આવે તો નોકરી જવાથી કદિ અકળામણ આવે જ નહિ. પૈસાદારની મૂડીનો અંત આવે, તે ચોરાઈ જાય, ખોટે રસ્તે વપરાતાં પળ વારમાં ખૂટી જાય, પોતાની ખોટી ગણત્રીથી પૈસાદારને દેવાળું પણ કહાડવું પડે; પણ મજુરની મૂડી અખૂટ છે, ન ચોરાય તેવી છે, અને તેને મન માન્યું વ્યાજ હંમેશાં મળ્યા કરે છે. તેના હાથ પગ અને મજુરી કરવાની શક્તિ એ તેની અખૂટ મૂડી છે, અને તેની મજુરી એ વ્યાજ છે. વધારે શક્તિ વાપરનારો મજુર સહેજે વધારે વ્યાજ લઈ શકે છે એવો સીધો ન્યાય છે. આળસુ મજુરને જરૂર ભૂખે મરવું પડે છે. તેને નિરાશા થાય. ઉદ્યોગીને પળવાર પણ ચિંતા ભોગવવાનું કારણ નથી.

૮. માગણી વ્યાજબી હોય પણ માગેલું મેળવવામાં અન્યાય વાપરે, જૂઠું બોલે, ફીસાદ કરે, બીજાઓને દબાવે, આળસ કરે અને તેથી સંકટ ભોગવે, તેથી પણ મજુર હારી જાય છે. જેમ ધનવાનનું હથિયાર પૈસો છે, તેમ મજુરનું મજુરી છે. જો ધનવાન્ ધન ન વાપરે તો ભૂખે મરે, તેમ જ

મજુર પોતાનું ધન ન વાપરે, મજુરી ન કરે તો પોતે ભૂખે મરે; મજુરી ન કરે તે મજુર જ કહેવાય નહિ. મજુરી કરતાં શરમાય તે મજુરને ખાવાનો હક્ક જ નથી. ફાળા એકઠા કરી નવરા રહી જેઓ ફાળામાંથી પૈસા લઇ પોતાનું પેટ ભરે તેને શરમ છે એમ કોણ ન કહે? જેઓ કામ કર્યા વગર ખાવા માગે છે તેઓ ટેક શું છે તે સમજતા જ નથી. જેને શરમ છે જેને સ્વમાનની ગરજ છે તે જ ટેક પાળે છે. મજુર મજુરી ન કરે તે તો સાકર પોતાની મીઠાશ છોડે એવી વાત થઇ. જેનું ઇમાન રહ્યું તેને બધું મળ્યું છે. ઇમાન જાય અને પૃથ્વીનું રાજ્ય મળે તો તે ધૂળ બરોબર છે.

૯. આજ ઓછામાં ઓછાં ત્રિશ વર્ષ થયાં હું મજુરોના જીવનમાં ઓતપ્રોત છું. વકીલાત કરતો હતો ત્યારે પણ ઘણું ખરૂં મજુરોના કેસોને હું હાથમાં લેતો. તેમની સાથે રહેતો, તેમની સાથે હરતો ફરતો, તેમની સાથે સૂતો અને ખાતો–પીતો. મેં આજ સુધીમાં કેટલી યે હડતાળો ચલાવી છે. હું મને હડતાળનો શાસ્ત્રી માનું છું. પણ મેં જેટલી હડતાળો હાથ ધરી છે તે બધીમાં મેં ઇશ્વરકૃપાથી ફત્તેહ મેળવી છે, એનું કારણ એ જ કે પ્રત્યેક હડતાળ વખતે મેં મજુરોને પોતાના પગ ઉપર ઉભા રહેતાં શીખવ્યું છે; ફાળો ઉઘરાવીને હડતાળિયાઓનું ઉદરપોષણ નથી કર્યું. માણસ જેવા માણસે શામાટે બીજાના પૈસા લઇને પેટ ભરવું? મારી નોકરી ચાલી જાય કે વેપાર ડૂબી જાય તો હું કંઇ મારા ભાઇ પાસે કે મારા મિત્ર પાસે પૈસા માગવા ન જ જાઉં. મને રોગ થાય, મારા હાથ–પગ લૂલા થઇ જાય, તો જ મારા ભાઇ પાસે હું મારો હાથ લાંબો કરૂં. દક્ષિણ આફ્રિકામાં જ્યારે ચાળીસ હજાર માણસોની હડતાળ પડી ત્યારે તરત જ મેં હિન્દુસ્થાનમાં ગોખલેને તાર કરી દીધો કે કંઇ ચિન્તા કરશો જ નહિ, હિન્દુસ્થાનમાંથી પૈસા એકઠા કરી અહિં મોકલવાની કશી ય જરૂર નથી. જ્યારે પૈસા ન હતા ત્યારે બહુ સરસ ચાલતું હતું; જ્યારે આવવા લાગ્યા ત્યારે જ મુશ્કેલીઓ ઉભી થઇ. મજુરોને જે જોઇતું હતું તે મળ્યું. હડતાળ છ માસ સુધી નહોતી ચલાવવી પડી. હડતાળ તો સમાધાની થયે થોડાં અઠવાડિયામાં જ બંધ થયેલી. હડતાળિયાઓને રોજ એક રોટી અને એક અધોળ ખાંડ મળતી. એટલા ખોરાક પર ચલાવી તેઓ રોજ વિશ વિશ માઇલની મજલ કરતા. સાથે બૈરાંછોકરાં પણ હતાં.

૧૦. એ હડતાળ બહુ ભારે હતી. એમાં કેટલા યે લોકોએ મૂંગે મોએ માર ખાધા હતા. દશ હજાર માણસો તો એમ ને એમ કેદમાં ચાલ્યા ગયા હતા. કોઇએ એક શબ્દ સરખો પણ ઉચ્ચાર્યો નહોતો. એમાં તો પહાડ સરખા પઠાણો સુદ્ધાં હતા. એક વાર એક કોલસાની ખાણમાં કામ કરનારો પઠાણ મારી પાસે આવ્યો અને મને પોતાની પીઠ બતાવી. તે આખી સોરાઇ ગઇ હતી. તેણે મને કહ્યું: " આ જૂઓ બિલકુલ હાલ્યા કે ચાલ્યા વગર મેં આ બધો માર ખાધો છે. એ જાલિમે મારી ચામડી ઉતારવામાં કોઇ બાકી નથી રાખી. પણ માત્ર તમારી પાસે ખુદાને નામે લીધેલા કસમ પાળવા સારૂ મેં આ બધો માર ખાધો છે, નહિ તો એનો ભાર શું હતો કે એ મને મારે ? એના જેવાને તો કયાં યે ચોળી નાખું."

૧૧. મેં તેને કહ્યું તું ખરો બહાદુર છે. હડતાળમાં આવો એક જ પઠાણ ન હતો. એવા કેટલા યે પઠાણ હતા. એ હડતાળમાં ચોરી, ખૂન ઇત્યાદિને સારૂ જેલ ભોગવી આવેલા પણ હતા. છતાં તેઓના મનમાં એક જ વાત હતી કે આપણે જે કસમ લીધા છે તે મરી જઇએ તોપણ પાળવાના છે. એ બધા બહાદુર હતા.

## પરિશિષ્ટ ક.

# આયાત—નિકાસ.

( ૧૯૨૦–૨૧ ).

| આયાત. | | નિકાસ. | |
|---|---|---|---|
| માલની જાત. | રૂ. (લાખમાં) | માલની જાત. | રૂ. (લાખમાં) |
| ૧ કાપડ—સૂતર .... | ૧૦૨,૧૨. | ૧ શણુ .... | .... ૬૯,૩૫. |
| ૨ ધાતુ .... .... | ૪૦,૭૬. | ૨ રૂ .... | .... ૪૧,૬૩. |
| ૩ મીલો વિગેરેના સંચા | ૨૨,૩૮. | ૩ સૂતર .... | .... ૧૮,૨૭. |
| ૪ ખાંડ—સાકર .... | ૧૮,૫૦. | ૪ અનાજ | .... ૨૫,૬૫. |
| ૫ રેલ્વેનો સામાન .... | ૧૪,૧૩. | ચોખા ૧૮,૨૦. | |
| ૬ મોટર ગાડી .... | ૧૨,૩૪. | ઘઉં ૫,૮૨. | |
| ૭ લોઢાનો સામાન.... | ૯,૦૮. | પરચુરણુ ૧,૬૩. | |
| ૮ તેલ—ઘાસતેલ .... | ૮,૭૬. | ૫ ઘી .... | .... ૧૬,૮૩. |
| ૯ કાગળ .... | ૭,૩૦. | ૬ ચ્હા .... | .... ૧૨,૧૫. |
| ૧૦ રેશમ .... | ૭,૨૬. | ૭ ચામડાં.... | .... ૮,૪૨. |
| ૧૧ ઊન .... .... | ૫,૫૩. | ૮ લાખ .... | .... ૭,૫૮. |
| ૧૨ દારૂ .... .... | ૪,૯૦. | ૯ ઊન .... | .... ૩,૧૦. |
| ૧૩ તમાકુ .... | ૨,૯૬. | ૧૦ અફીણુ | .... ૨,૫૩. |
| ૧૪ દવાઓ .... | ૨,૧૧. | ૧૧ તેલ .... | .... ૧,૭૮. |
| ૧૫ દીવાસળી .... | ૧,૬૭. | ૧૨ પરચુરણુ | .... ૩૧,૦૧. |
| ૧૬ પરચુરણુ .... | ૭૫,૮૦. | | |
| કુલ .... રૂ. ૩,૩૫,૬૦,૦૦૦,૦૦. | | કુલ .... રૂ. ૨,૩૮,૩૦,૦૦૦,૦૦ | |

અર્થશાસ્ત્રનો એ સર્વસાધારણ નિયમ છે કે જે દેશ દેશાવર માલ ચડાવતો હોય તેનાથી વધારે માલ આયાત કરતો હોય તો તે જેટલો માલ આ રીતે વધારે મગાવે તેટલી તેનાં ચલણી નાણાંની કિંમત ઓછી ઉપજે. આ રીતે આપણા દેશે સન ૧૯૨૦–૨૧ માં (રૂ. ૩,૩૫,૬૦,૦૦,૦૦૦–રૂ. ૨,૩૮,૩૦,૦૦,૦૦૦) રૂ. ૯૭,૩૦,૦૦૦,૦૦, નુકસાન વેઠ્યું. આ નુકસાન સન ૧૯૦૦ માં ૧૧,૨૫,૦૦,૦૦૦ હતું. સન ૧૮૩૫ થી ૧૮૯૯ સુધીનાં ૬૫ વર્ષમાં હિંદુસ્થાનની નિકાસ ૧૧ ગણી થઇ ગઈ, એટલે કે હિન્દુસ્થાનના કાચા સોનાનો ધોધ વધારે અને વધારે જોસથી પરદેશમાં વહેવા માંડ્યો અને હિન્દુસ્થાન ખાલી થતું ગયું.

## પરિશિષ્ટ ખ.

# હિંદુસ્થાનમાં દુકાળો.

બ્રિટિશ રાજ્ય આવ્યા પહેલાં

| સમય | દુકાળ | સ્થળ |
|---|---|---|
| ૧૧ મી સદી | ૨ | સ્થાનિક |
| ૧૩ ,, | ૧ | દિલ્હી |
| ૧૪ ,, | ૩ | સ્થાનિક |
| ૧૫ ,, | ૨ | ,, |
| ૧૬ ,, | ૩ | ,, |
| ૧૭ ,, | ૩ | ,, |
| ૧૭૦૦ થી ૧૭૪૫ | ૪ | ,, |
| કુલ વર્ષ: ૭૪૫ | કુલ દુકાળ: ૧૮ | |

બ્રિટિશ રાજ્ય આવ્યા પછી

| સમય | દુકાળ | મરણ |
|---|---|---|
| ૧૭૫૯–૦૦ | ૪ | |
| ૧૮૦૧–૨૫ | ૫ | ૧૦,૦૦,૦૦૦ |
| ૧૮૨૬–૫૦ | ૨ | ૫,૦૦,૦૦૦ |
| ૧૮૫૧–૭૫ | ૬ | ૫૦,૦૦,૦૦૦ |
| ૧૮૭૬–૦૦ | ૧૮ | ૨,૬૦,૦૦૦,૦૦ |
| કુલ વર્ષ: ૧૩૧ | કુલ દુકાળ: ૩૫ | કુલ મરણ: ૩,૨૫,૦૦૦,૦૦ |

પહેલાંના કરતાં દુકાળની સંખ્યા ૧૦ ગણી થઇ. ૧૮૭૬ થી ૧૯૦૦ સુધીના પચીસીમાં દર સાલ ૧૦ લાખ માણુસ ભૂખથી મરણ પામ્યાં. પચીસ વર્ષમાં દરરોજ દિવસ ને રાત મિનિટે મિનિટે બે માણુસ ભૂખ્યા અને તરસ્યા આ દેશ છોડી પરલોક જઇ વસ્યા!

સને ૧૭૯૩ થી ૧૯૦૬ સુધીની દુનિયાની તમામ લડાઇઓમાં ૫૦ લાખ માણુસ લડતાં લડતાં મૂઆ. તેટલા વખતમાં હિંદુસ્થાનમાં ૩૨૫ લાખ માણુસ ભૂખથી ટાંટીઆ ઘસતા મૂઆ! ( જૂઓ ડીગબીનું પ્રોસ્પરસ ઇન્ડિયા, પૃ. ૧૨૬–૧૩૦,૧૧ ).

આ દુકાળોનું કારણ હિંદુસ્થાનની વધારે પડતી વસ્તી નથી, કારણકે જૂદા જૂદા દેશોનું દર ચોરસ માઇલે વસ્તીપ્રમાણ નીચે મુજબ છે:—બેલ્જીઅમ: ૬૫૮, નેધરલાંડ: ૬૦૭, ગ્રેટબ્રિટન: ૩૧૪, જાપાન: ૩૫૬, જર્મની: ૩૧૧; ડેન્માર્ક: ૨૮૦, હંગેરી: ૨૭૦, સ્વીટ્ઝરલાંડ: ૨૩૬, ઑસ્ટ્રિયા: ૨૨૨, ફ્રાન્સ: ૧૯૩, અને હિંદુસ્થાન: ૧૫૮.

આ દુકાળોનું કારણ હિંદુસ્થાનની વસ્તીમાં થતો ઉમેરો પણ નથી, કારણકે સન ૧૮૮૧ થી ૧૯૧૧ સુધીનાં ૩૦ વર્ષનો જૂદા જૂદા દેશોનો દર હજારે વસ્તીનો વધારો નીચે મુજબ છે:—

ઑસ્ટ્રેલિયા: ૨૬, અમેરિકા: ૨૨.૪, નેધરલાંડ: ૧૩.૪, જર્મની: ૧૨.૮ ઇંગ્લાંડ: ૧૧.૬, હંગેરી: ૯.૯, અને હિંદુસ્થાન: ૭.૬.

(જૂઓ હેઝલ્સ એન્યુઅલ, ૧૯૧૭).

આ દુકાળોનું કારણ હિંદુસ્થાનની જમીન ખરાબ છે તે પણ નથી, કારણકે ન્યુયૉર્ક વાળા ડા. સન્ડરલાન્ડ કહે છે તેમ "ભારતમાતા પોતાના પુત્રો માટે જોઇએ તેટલો તો શું પણ ખાતાં વધી પડે એટલો ખોરાક ઉત્પન્ન કરે છે."

તો પછી આ દુકાળોનું કારણ શું છે? મી. મેકડોનલ્ડ તે નીચે પ્રમાણે જણાવે છે:—

"કરાંચીની પરદેશી વેપારીઓની જંગી વખારો અને તેમના ગામેગામ ફરી વળેલા એજન્ટો મારફતે આવતી અનાજની માલ ગાડીઓ ઠલવાતી જેમણે જરેન જોઇ ન હોય તેમને આ અનારજ નીથતી પારાવાર નિકાસનો ખ્યાલ ન આવી શકે. એક જ પેઢી પ્રખર ઉન્હાળાના સુર્યનારાયણની જેમ હિંદુસ્થાનનો રસકસ ચૂસી લે છે અને પાછળ ધૂળ ઢેફાં અને નર્યું વેરાન રહી જાય છે.

હિંદુસ્થાનનો દેવામાં ગળા સુધી ડૂબેલો ખેડુત દેવું ચૂકવવા અનાજ વેચી મારે છે, અને દેવું ચૂકવતાં જો કાંઇ રકમ વધે તો તેનાં ભાતીગળ વિલાયતી કપડાં ખરીદે છે. આથી થોડા જ દિવસમાં તે પાછો ભૂખડી બારસ થઇ જાય છે. આ પ્રતાપ રેલ્વેનો છે!"*

---

*સ્વરાજ્ય ડાયરી (સંવત ૧૯૮૦).

# આધારની નોંધ.

૧. ન. જી.=નવજીવન. ૨. હિં. સ્વ.=હિંદ સ્વરાજ્ય. ૩. યં. ઇં=યંગ ઇન્ડિયા. ૪. સ.=સર્વોદય. ૫. વિ. સૃ.=મહાત્મા ગાંધીની વિચાર સૃષ્ટિ. ૬. સ્પી. રા.=સ્પીચીઝ એન્ડ રાઇટીંગ્ઝ ઓફ મહાત્મા ગાંધી. ૭. આ. જ્ઞા.= આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન. ૮. જે. અ.=મારો જેલનો અનુભવ. ૯. ઈ. ઓ.=ઇન્ડિયન ઓપિનિયન. ૧૦. ઈ. હો.=ઇન્ડિયન હોમરૂલ ફોરવર્ડ. ૧૧. અમારૂં લખાણુ આવા [ ] કૌંસ વચ્ચે મૂકેલું છે. ૨. પૃ.=પૃષ્ઠ. ૧૩. નં.=નંબર. ૧૪. તા.=તારીખ–માસ–વર્ષ.

### ૧. આર્થિક વિરુદ્ધ નૈતિક પ્રગતિ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૨ | વિ. સૃ. | પૃ. ૧૩૨ |
| ૨–૩ | ,, | ,, ૧૩૩ |
| ૩–૬ | ,, | ,, ૧૩૪ |
| ૬–૭ | ,, | ,, ૧૩૫ |
| ૮–૧૧ | ,, | ,, ૧૩૬ |
| ૧૧–૧૪ | ,, | ,, ૧૩૭ |
| ૧૪–૧૫ | ,, | ,, ૧૩૮ |

### ૨. ધન અને અનીતિ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૨ | વિ. સૃ. | પૃ. ૧૩૮ |
| ૨–૫ | ,, | ,, ૧૩૯ |
| ૫–૭ | ,, | ,, ૧૪૦ |

### ૩. પૂર્વનો અને પશ્ચિમનો ન્યાય.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૨ | ન. જી. | ૫–૫–૨૧ |
| ૩–૪ | વિ. સૃ. | પૃ ૧૬૧ |
| ૪ | ,, | ,, ૧૬૨ |
| ૫–૭ | ન. જી. | ૨૧–૯–૧૯ |
| ૮ | ,, | ૨૬–૧૦–૧૯ |
| ૯–૧૦ | વિ.સૃ. | પૃ. ૧૬૨ |
| ૧૦–૧૨ | ,, | ,, ૧૬૩ |
| ૧૨–૧૪ | ,, | ,, ૧૬૪ |
| ૧૫–૧૬ | ,, | ,, ૧૬૩ |

### ૪. હિંદની આર્થિક સ્વતંત્રતા.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | ન. જી. | અપ્રાપ્ત |
| ૨ | ,, | ૧૭–૭–૨૧ |
| ૩ | ,, | ૨૭–૩–૨૧ |
| ૪ | ન. જી. | ૧૮–૭–૨૦ |
| ૪–૫ | ,, | ૧૮–૧૨–૨૧ |
| ૬–૮ | ,, | ૧૪–૧૨–૧૯ |
| ૯ | ,, | ૨૮–૯–૧૯ |

### ૫. સહકારનું મૂળ નીતિ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૨ | વિ. સૃ. | પૃ ૧૪૨ |
| ૨ | ,, | ,, ૧૪૩ |
| ૩ | ,, | ,, ૧૪૭ |
| ૩–૫ | ,, | ,, ૧૪૮ |
| ૬ | ,, | ,, ૧૪૯ |
| ,, | ,, | ,, ૧૫૦ |

## સર્વોદયની ભૂમિકા

### ૬. સાચનાં મૂળ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | સ. | પૃ. ૩૮. |

| પેરા | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૨ | સ | પૃ. ૩૯ |
| ૨–૩ | ,, | ,, ૪૦ |
| ૪–૫ | ,, | ,, ૪૧ |
| ૫–૭ | ,, | ,. ૪૨ |
| ૭–૯ | ,, | ,, ૪૩ |
| ૯–૧૧ | ,, | ,, ૪૪ |
| ૧૨–૧૪ | ,, | ,, ૪૫ |
| ૧૫–૧૬ | ,, | ,, ૪૬ |
| ૧૬–૧૭ | ,, | ,, ૪૭ |
| ૧૭–૧૮ | ,, | ,, ૪૮ |
| ૧૮–૧૯ | ,, | ,, ૪૯ |
| ૧૯–૨૦ | ,, | ,, ૫૦ |
| ૨૦–૨૨ | ,, | ,, ૫૧ |
| ૨૨–૨૩ | ,, | ,, ૫૨ |
| ૨૩–૨૪ | ,, | ,, ૫૩ |

## ૭. દોલતની નસો.

| પેરા | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૨ | સ | પૃ ૫૪ |
| ૨–૩ | ,, | ,, ૫૫ |
| ૩–૫ | ,, | ,, ૫૬ |
| ૫–૬ | ,, | ,, ૫૭ |
| ૬–૮ | , | ,, ૫૮ |

## ૮. અદલ ન્યાય.

| પેરા | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૨ | સ. | પૃ ૫૯ |
| ૨–૫ | ,, | ,, ૬૦ |
| ૫–૬ | ,, | ,, ૬૧ |
| ૭–૧૦ | ,, | ,, ૬૨ |
| ૧૦–૧૧ | ,, | ,, ૬૩ |
| ૧૧–૧૨ | ,, | ,, ૬૪ |

| પેરા | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧૩ | ન. જી | ૧૦–૧૧–૨૧ |
| ૧૪ | સ. | પૃ. ૬૪ |
| ,, | ,, | ,, ૬૫ |

## ૯. ખરૂં શું ?

| પેરા | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૨ | સ | પૃ. ૬૫ |
| ૨–૩ | ,, | ,, ૬૬ |
| ૪–૬ | ,, | ,, ૬૭ |
| ૬ | ,, | ,, ૬૮ |

## ૧૦ સંચાકામ.

| પેરા | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૨ | સ | પૃ. ૭૧ |
| ૨ | ,, | ,, ૭૨ |
| ૩ | હિં. સ્વ. | ,, ૯૪ |
| ૪–૬ | ,, | ,, ૯૫ |
| ૬–૮ | ,, | ,, ૯૬ |
| ૯–૧૧ | ,, | , ૯૭ |
| ૧૨–૧૪ | , | ૯૮ |
| ૧૪ | ,, | , ૯૯ |

## ૧૧. મજુરોની સ્થિતિ.

| પેરા | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૫ | ન જી. | ૮–૨–૨૦ |
| ૬ | વિ. સ્વ. | પૃ. ૧૬૮ |
| ૬–૯ | ,, | ,, ૧૬૯ |
| ૯ | ,, | ,, ૧૭૦ |
| ૧૦ | ન જી | ૮–૨–૨૦ |
| ૧૧ | ,, | ૧૦–૭–૨૧ |
| ૧૨–૧૮ | ,, | ૮–૨–૨૦ |

| પેરા | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧૯ | યં. ઈ. | પૃ. ૭૪૬ |

## ૧૨. મજુરોને બોધ.

| પેરા | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૨ | ન. જી. | ૩૦–૫–૨૦ |
| ૩–૫ | ,, | ૨૫–૪–૨૦ |
| ૬–૭ | ,, | ૩૦–૫–૨૦ |
| ૮–૯ | ,, | ૨૫–૪–૨૦ |
| ૯ | જે. અ. | પૃ. ૮૮ |
| ૧૦–૧૧ | ન. જી. | ૨૦–૧૦–૨૧ |
| ૧૨ | ,, | ૩૦–૫–૨૦ |
| ૧૩ | ,, | ૧૬–૬–૨૧ |
| ૧૪–૧૫ | ,, | ૩૦–૫–૨૦ |
| ૧૬–૨૨ | ,, | ૨૫–૪–૨૦ |
| ૨૩–૨૫ | ,, | ૨૩–૧૦–૨૧ |
| ૨૫–૨૬ | ,, | ૨૦–૧૦–૨૧ |
| ૨૭ | ,, | ૧૬–૬–૨૧ |
| ૨૮–૨૯ | ,, | ૨૦–૧૦–૨૧ |
| ૨૯ | ,, | ૨૫–૪–૨૦ |
| ૩૦–૩૨ | ,, | ૨૩–૧૦–૨૧ |

## ૧૩. હડતાળ વખતે મજુરોનું કર્તવ્ય.

| પેરા | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | યં ઈ. | ૧૬–૨–૨૧ |
| ૨–૩ | વિ. સ્વ. | પૃ. ૧૫૫ |
| ૪–૫ | ,, | ,, ૧૫૭ |
| ૫–૬ | ,, | ,, ૧૫૮ |
| ૭ | ,, | ,, ૧૭૧ |
| ૮ | ,, | ,, ૧૭૩ |
| ,, | ,, | ,, ૧૭૪ |
| ,, | ,, | ,, ૧૭૯ |
| ૯–૧૧ | ન. જી. | ૧૫–૯–૨૧ |

સમાપ્ત.